પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા—મણકો ૧૩ મો




# श्री लघु-काव्य-बत्रीसी.


કર્ત્તા

સ્વર્ગસ્થ જૈનાચાર્ય સદ્ગુરૂ પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના શિષ્ય

**મુનિ શ્રી છોટાલાલજી.**



પ્રસિદ્ધકર્ત્તા

સ્વર્ગસ્થ માતુશ્રીના સ્મરણાર્થે તેમના બે પુત્રોની આર્થિક સહાયથી,

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક

ગોપાળજી રૂગનાથ શાહ

વઢવાણ કેમ્પ.

વીર સંવત ૨૪૫૧. વિક્રમ સંવત ૧૯૮૧.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

ધી 'પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કર્સ' માં સી. એમ. મોદીએ છાપ્યું.

ઠે. જેઠાભાઈની પોળ, ખાડીયા—અમદાવાદ.

**મૂલ્ય આઠ આના** (પોસ્ટેજ અલગ.)

# વ્હાલા ! સેવા સ્વીકારશો ?

(ઓધવજીના સંદેશાનો રાગ.)

૧

સ્વીકારો, ઓ વ્હાલા ! સેવા માહરી,
દીન ગણીને કરજો ના પ્રતિકાર જો;
જાણું છું કે સેવામાં ઉણપ ઘણી,
પણ તમ દિલડું દરિયા સમ ઉદાર જો. સ્વીકારો.

૨

કંઈ શ્રીમંતો સેવા તમ ચરણે ધરે,
અર્પે છે કંઈ રાજ્ય ઋદ્ધિભંડાર જો;
ગણના શું એવાની આગળ માહરી ?
ભેરી પાસે ઘુઘરીનો રણકાર જો. સ્વીકારો.

૩

સામગ્રી સેવાની કંઈ મુજ પાસ ના,
વિવેકની તો જાણું ના કંઈ વાત જો;
તનડું ને મનડું આ તમ ચરણે ધરૂં,
દયા કરીને સ્વીકારો, ઓ તાત જો. સ્વીકારો.

૪

જરૂર નથી સેવાની ત્હમને માહરી,
પણ મુજ મુક્તિ માટ કરો સ્વીકાર જો;
માનીશ હું તો જીવિત મુજને આપીયું,
લલ્લુ કથે શું વાણીમાં ઉપકાર જો ? સ્વીકારો.

# अर्पण.



( હરિગીત )

તેં તો કલાપી-સ્નેહ-સરવર માંહિ સ્નાન કર્યું ઘણું,
ને લીધું આસ્વાદન કલાપી-કાવ્યના સૌરભતણું;
શિષ્યા બની, રાજ્ઞી બની, જોગણ બની કવિ-સ્નેહીની,
ઉત્સંગમાં વસતી સદા તું સ્નેહી-સ્નેહરસે ભીની.

નિર્ઝર ફૂટેલાં કાવ્યનાં તુજ કેમ કુંઠિત થઈ ગયાં?
ક્યમ સ્નેહીના પ્રેર્યાં રસો અભિનવ બધા લુપ્ત જ થયા?
અર્પું ગરીબ મુજ કમળ બત્રીસ પાંખડીનું, શોભને!
તેની સુગંધ વિદારશે તુજ કાવ્ય-નિર્ઝર-ક્ષોભને?

# શ્રી ગુરુચરણે.

(ગઝલ)

૧

**સ**મર્પણ શું કરૂં હું તો, પરમ ગુરૂદેવના ચરણે ?
**દ**યા લાવે તથાપિ એ, ભવાબ્ધિથી ઉગારે એ.

૨

**ગુ**ન્હા મ્હારા અનંતા જે, જરાએ યાદ ના લાવે.
**રૂ**ડું જે જ્ઞાન આત્માનું, કહીને મ્હેર બતલાવે.

૩

**પૂ**રણ પ્રીતેથી શીખાવ્યો, ધરમનો એકડો મુજને,
**જ્ય**મ જ્યમ શીખતો ચાલ્યો, શિખવિયો માર્ગ સેવાનો.

૪

**શ્રી**મંતાઈ ગુલામી છે, ફકીરી બાદશાહી છે;
**લા**લચોમાં ફસાયા તે, પડ્યા તે સત્ય સ્હમજાવ્યું.

૫

**ધા**રણા ધારવી સેવા, ખરો એ ધર્મ સાધુનો;
**જી**વનજ્યોતિ જગાવીને, જગતને જ્ઞાન દેવાનો.

૬

**સ્વા**શ્રય એજ છે સાચું, જીવન ધન પ્રાપ્ત કરવાનું,
**મી**ટાવી અજ્ઞતા મ્હારી, કરી, ગુરૂ ! મ્હેર સ્હમજાવ્યુ.

૭

હજારો ભૂલનું ભરીયું, ગુરૂજી ! કાવ્યનું થોથું;
સ્વીકારો બાળ જાણીને, ધરૂં જે આપના ચરણે.

૮

પશુ જેવો હતો હું તો, બનાવ્યો માનવી આપે;
અતિ ઉપકાર એ કીધો, ન જન્મો જન્મ વળવાનો.

૯

નથી કંઇ જ્ઞાન મ્હારામાં, તમારો બાળ છું તોયે,
અહી **લઘુ** હસ્તને કાયમ, શરણમાં સ્થાપજો સ્વામી !



# थोडुंक.



મ્હારે જે કાંઈ મ્હારા વિચારો જણાવવા હતા તે તો "વિચારાવતરણ" માં જણાવ્યા છે, અને જે કાંઈ વિશેષ કહેવાનું છે તે અત્ર કહું છું. દરેક મનુષ્યે પોતાનામાં એક ગુણ તો એવો ખીલવવો જોઇએ કે જેને માટે દુશ્મનો પણ બોલી ઉઠે કે 'વાહ! વાહ!' કયો ગુણ ખીલવવો તે તો સર્વની પોતપોતાની અભિરુચિ ઉપર આધાર રાખે છે, કારણકે દરેકનો આત્મિક આનંદ અમુક ગુણ પ્રત્યે સહજ ઢળેલ હોય છે, અને જે ગુણ પ્રત્યે પોતાનું સહજ વલણ હોય તે જ ગુણ ખીલવવાને બનતો પ્રયત્ન કરવો એ જ ઇષ્ટ છે. બીજાના કહેવાથી કે કોઇની દેખાદેખીથી પોતાના સહજ આનંદને દબાવીને પરાણે ખેંચીને બીજાના આનંદને મેળવવા જતાં પરિણામે પોતાનું મૂળ પ્રાપ્ત થતું નથી અને નવું મેળવાતું નથી. છેવટ આખું જીવન અનિયમિત—અસ્તવ્યસ્ત અને ઉભાંગડ માર્ગે—અનાનંદમાં જ પૂર્ણ થાય છે. તેમ કરવું જરા પણ ઇષ્ટ નથી.

પોતાના સહજ આનંદને સંપૂર્ણ દૃઢ કરવાને મથતાં ઘણીએ વાર પાછા ફરવું પડે છે, ઘણીએ વાર નિરાશાના પ્રસંગો આવે છે, અને ઘણીએ વાર એ માર્ગ—ઇષ્ટ માર્ગને ત્યાગવાનું મન થાય તેવા દુઃખદ પ્રસંગો આવે છે. કેટલીક વાર જે સદ્દગુણને મેળવવા આપણે મથતા હોઇએ તેનાથી વિપરીત—તદ્દન ઉલટી દિશાએ જ કોઈ અકસ્માત્ યોગે આપણે ઢળી પડીએ છીએ, પણ તેથી નિરાશ થવાની જરાએ જરૂર નથી કે પોતાના સદ્દગુણપ્રાપ્તિના માર્ગને મૂકી દેવાની જરાએ જરૂર નથી. સદ્દગુણસીઢી હમેશાં લપસણી હોય છે. વળી કુદરતનો નિયમ છે કે આગળ વધનારે—કોઈ મ્હોટી ખાઈ કે કૂવો કૂદી જવા ઇચ્છનારે એકવાર પાછા હઠવું જોઇએ. એમ આપણા માટે બને તો તે અસ્વાભાવિક કે અકુદરતી નથી. નંદીખેણ, અરણીક મુનિવર વિગેરેના દૃષ્ટાન્તો આ કથનને સિદ્ધ કરે છે.

ઉપરના કથાનુસાર મ્હારૂં સહજ વલણ પ્રેમધર્મ અને તેને અંગે સેવાધર્મ પ્રત્યે છે અને તે વલણનું જ આ અલ્પ પરિણામ છે. મ્હને આશા છે કે જે સ્નેહથી આ સેવા અર્પાય છે તેવા જ સ્નેહથી સેવાનો સ્વીકાર થશે, અને જો એમ થશે તો મ્હારા જેવો સદ્‌ભાગી બીજો કોણ? **સેવા કરવામાં જ, કોઇ પણ ભોગે અન્યને શાન્તિ આપવામાંજ આ દેહનો અન્ત આવે તો એ જ પરમ કલ્યાણ, એ જ પરમ શાન્તિ.**

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયની ઉન્નતિ અર્થે થતા આવા પ્રયત્નને વખતો વખત ઉદાર ગૃહસ્થો તરફથી સહાય મળતી રહે છે, માટે પુસ્તકાલયના વ્યવસ્થાપકો તેવા સજ્જનોનો આભાર માને છે.

જેમ "પવિત્ર પ્રમદાનું પરાક્રમ" એ પુસ્તકમાં સુરતનિવાસી ભા. ગુલાબચંદભાઇએ તથા કઠોરનિવાસી–હાલ પેરીસમાં વસતા ભાઈ ગુલાબચંદ અવિચળભાઇએ ઘણી સારી સહાય કરી છે, **તેમજ આ પુસ્તક છપાવવામાં ગુપ્તદાનના શોખીન પોતાનાં સ્વર્ગીય માતુશ્રીના સ્મરણાર્થે બે ભાઇઓએ રૂ. ૨૦૦) ની કિંમતી સહાય કરી છે.** તેમનો પણ વ્યવસ્થાપકો આભાર માને છે, અને અન્ય સજ્જનોને કોઇ પણ જાતની સ્થાયી આવક વિનાની આ સંસ્થાને સહાય કરવા આમંત્રે છે.

મ્હારી સાથે વિચરતા વૃદ્ધ તપસ્વી મુનિ શ્રી લલ્લુજી મુનિ તથા સેવાભિલાષી લક્ષ્મીચંદ્રજી મુનિની ચાલુ સહાય મ્હને મ્હારા આવા કાર્યમાં કેટલીક ઉપકારક નિવડી છે. તે વાણીદ્વારા હું કેવી રીતે કથી શકું?

કાઠિયાવાડમાં ખીલોસ–ફલાના રહીશ શ્રી. મૂળદાસ મોનદાસ કે જે સારા કવિ છે અને જેમની તરફથી "હિંદની હાલત અને કર્જ કંપારી" નામનું ઉપયોગી કાવ્યકથાનું પુસ્તક પ્રસિદ્ધ થયું છે તે કવિરાજે કાવ્યો સંબંધી મ્હને કેટલીક સૂચના કરી છે, તેને માટે હું તેમનો ઋણી છું.

**કુમસ,** કાર્તિક વદી ૪ ને શુક્ર.<br>વીર સંવત ૨૪૫૧.

લિ.<br>**જૈન મુનિ છોટાલાલજી.**

# પ્રસ્તાવના.

આ કાવ્યમાળાની પ્રસ્તાવના લખવાનું કાર્ય મહારાજ શ્રી છોટાલાલજીએ મને સોંપ્યું છે. મેં તે આનંદપૂર્વક સ્વીકાર્યું છે. સામાન્ય રીતે કોઈ મનુષ્ય બીજા મનુષ્યની અન્તરની ભાવનાઓ, કલ્પનાઓ, માન્યતાઓ, સંપૂર્ણપણે સમજી શકતો નથી. દરેક મનુષ્યને પોતાનું ખાસ દૃષ્ટિબિંદુ હોય છે અને જ્યારે તે બીજાનું દૃષ્ટિબિંદુ સમજવા પ્રયત્ન કરે છે ત્યારે તે સમજવામાં પણ તેની પોતાની કલ્પના અને પોતાનાં અનુમાનોનો જ વત્તાઓછા પ્રમાણમાં આશ્રય લે છે. તેમ કરતાં બીજાની ભાવના વગેરેને કાંઇક અન્યાય થવાનો પણ સંભવ રહે છે. આમ થવાનાં અનેક કારણો છે. (૧) દરેક મનુષ્ય પોતાના સ્વભાવમાં બીજા મનુષ્યથી અમુક રીતે અને અમુક અંશે જુદો પડે છે. કોઇ મનુષ્ય ઇચ્છાપ્રધાન હોય છે, કોઈ જ્ઞાનપ્રધાન હોય છે, કોઇ કાર્યપ્રધાન હોય છે, કોઈ સૌંદર્ય અને કળાપ્રધાન હોય છે, કોઇ વિજ્ઞાનપ્રધાન હોય છે, કોઈ ભક્તિ અથવા પ્રેમપ્રધાન તો કોઇ વ્યવસ્થાપ્રધાન હોય છે. (૨) આ જગત એક શાળા છે, અને દરેક જીવાત્મા તેનો વિદ્યાર્થી છે અને વિકાસક્રમની જુદી જુદી પાયરીપર ઉભો રહીને જુદાં જુદાં ધોરણ અને તેમાં પણ જુદા જુદા વિષયનો અભ્યાસ કરી રહ્યો છે. (૩) દેશકાળની પરિસ્થિતિ, પોતાના સંયોગો અને શિક્ષણ પણ દરેકની ઉપર જુદી જુદી અસર કરે છે. (૪) દરેક મનુષ્યને ઘણા જન્મોથી પોતાના જ દૃષ્ટિબિંદુથી જોવાની અને કોઇ પણ વસ્તુ વા મનુષ્ય સંબંધી મત બાંધવાની ટેવ પડેલી હોય છે. (૫) દરેક પ્રસંગ, દરેક દૃશ્ય, દરેક શબ્દ જુદા જુદા મનુષ્યમાં જુદી જુદી જાતની સ્મૃતિઓ, ભાવનાઓ, કલ્પનાઓ અને જુદા જુદા પ્રકારના સંસ્કારોને જન્મ આપે છે. આને જ લીધે લોકોમાં મતભેદ, વિચારભેદ અને સમજભેદ થાય છે. પરંતુ આ ભેદમાં જ છેવટનો અભેદ સમાએલો છે અને અનન્ત જ્ઞાન છૂપાયેલું છે. સમજુ મનુષ્ય મતભેદથી

કરતો નથી પણ ખુશી થાય છે, કારણકે તેમાં તેને બીજી દૃષ્ટિ સમજવાની અને તેમ કરી પોતાની દૃષ્ટિમર્યાદા વધારવાની તક મળે છે. જગતમાં તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો વિકાસ આ જ રીતે થઈ રહ્યો છે. જે મનુષ્ય 'મારૂં એટલું જ સારૂં' એમ માની બેઠો છે તે પોતાની પ્રગતિ કરી શકતો નથી. જે મનુષ્ય 'સારૂં એટલું મારૂં' એમ સમજતો થયો છે તે દરેકમાંથી કંઇ ને કંઈ સત્ય ગ્રહણ કરે છે, અને વિકાસમાં જલદી આગળ વધે છે. આ પ્રસ્તાવના લખવાનું કામ મને સોંપવામાં મહારાજશ્રીએ એક નવીન દૃષ્ટિ સમજવાની મને તક આપી છે તેટલા માટે હું તેમનો આભાર માનું છું.

પદ્ય સામાન્ય રીતે ભાવનાપ્રધાન અને કલ્પનાપ્રધાન હોય છે; ત્યારે ગદ્ય સામાન્ય રીતે વિચારપ્રધાન અને અનુભવપ્રધાન હોય છે; જોકે પ્રવીણ કવિ અને પ્રવીણ લેખક આ બંને ભાવો પોતાની કૃતિમાં લાવી શકે છે.

ઘણા લેખકનાં ઘણાં કાવ્યો અને ઘણા લેખો સ્વાભાવિક અને અન્તરાત્માની પ્રેરણાથી લખાયેલાં હોય છે. ઘણા લેખકનાં ઘણાં કાવ્યો અને લેખો અસ્વાભાવિક, કોઇના કહેવાપરથી અથવા બહારના લોકપ્રવાહમાં ખેંચાઇને લખાયેલાં હોય છે. સ્વાભાવિક અને અન્તરપ્રાસાદિત કાવ્યો અને લેખો જગતમાં દીર્ઘ કાળ ટકી રહે છે, અસ્વાભાવિક મરડી મચડીને તૈયાર કરેલાં અને લોકપ્રવાહમાં ખેંચાઈને લખાયેલાં કાવ્યો અને લેખો થોડા સમયમાં ભૂંસાઈ જાય છે. સ્વાભાવિક કે અસ્વાભાવિકપણાની ખબર દરેક કાવ્ય અને દરેક લેખ પોતે જ આપી દે છે.

દરેક લેખક અને દરેક વક્તા પોતાની કૃતિને માટે કર્મ દેવતાને જવાબદાર થાય છે. જેટલા પ્રમાણમાં તેના લેખો, કાવ્યો અને ભાષણો વાચકવર્ગ અને શ્રોતાવર્ગને સારા થવા અને બીજાનું સારૂં કરવા પ્રેરે છે તેટલા પ્રમાણમાં તે જગતનો મિત્ર થાય છે, અને જેટલા પ્રમાણમાં તે વાચકવર્ગમાં અને શ્રોતાવર્ગમાં કામ, ક્રોધ, ધિક્કાર વગેરેનાં તત્ત્વો પોષે છે તેટલા પ્રમાણમાં તે માનવજાતિનો દુશ્મન થાય છે. નાટકો, સીનેમા,

વર્તમાનપત્રો અને વિચારપત્રોને પણ આ જ નિયમ લાગુ પડે છે; માટે દરેક લેખકે તથા વક્તાએ બહુ સાવધાન રહેવાની જરૂર છે.

આ કાવ્યમાળાનું પહેલું કાવ્ય " આન્તર બળને દેજો, ઓ તાતજી ! આન્તર બળને દેજો " એ પ્રાર્થના મજાની છે. જુલ્મની સામા થવું, જુલ્મને ધિક્કારવો એ દરેક મનુષ્યની ફરજ છે, પરન્તુ જુલ્મ કરનાર મનુષ્યને તેમાંથી જુદો પાડી તેના તરફ દયા બતાવવાની જરૂર છે. અજ્ઞાની મનુષ્ય જ જુલ્મ કરે છે, અને અજ્ઞાનીને ધિક્કારવાનો નથી પણ સુધારવાનો છે. જુલ્મનું મૂળ અજ્ઞાન અને સત્તાના સંમેલનમાં રહ્યું છે. આથી જ જલીયાનવાળા બાગમાં, ચૌરીચૌરામાં અને મલબારમાં અત્યાચારો થયા હતા. આથી જ એક બીજાના ધર્મમંદિરોના પર, કોમ કોમના ઝઘડા વખતે હુમલા થયા હતા અને હજી પણ થાય છે.

" પત્નીની પ્રાર્થના " ના બીજા કાવ્યમાં પતિને દેશસેવા કરવા માટે પ્રેરવાની ભાવના સારી રીતે બતાવવામાં આવી છે, અને ' અસહકારના શસ્ત્ર 'ને પ્રધાનપદ આપવામાં આવ્યું છે. શાળા, ધારાસભા, ન્યાયમંદિર, સરકારી નોકરી તથા માન ચાંદનો બહિષ્કાર અને કર આપવાની મનાઇવાળો ૧૯૨૦-૨૧ નો અસહકાર ૧૯૨૪ સુધીમાં કેટલો સફળ થયો છે, અથવા નિષ્ફળ થયો છે તે સમયે જ બતાવી આપ્યું છે. અસહકાર પણ સ્વરાજ્યપ્રાપ્તિનો એક માર્ગ છે, એમ હું માનું છું. પણ તે અસહકાર ખરેખર અહિંસક-કાયા વાણી અને વિચારથી પણ અહિંસક અને સત્ય તથા પ્રેમપ્રધાન જ હોવો જોઈએ-વેદાન્તમાં જેને તીતિક્ષા કહે છે તેવો જ હોવો જોઈએ.

सहनं सर्वदुःखानामप्रीतिकारपूर्वकम् ।
चिन्ताविलापरहितं सा तीतिक्षा निगद्यते ॥

દુઃખ દેનારને દુઃખ દીધા સિવાય, ઘા કરનારપર ઘા કર્યા સિવાય, પોતાનું દુઃખ ક્યારે દૂર થશે તેની ચિન્તા કર્યા સિવાય અને દુઃખની ફર્યાદ કર્યા સિવાય જે કાંઇ દુઃખ આવી પડે તે સહન કરવું તેનું નામ તીતિક્ષા.

આવી તીતિક્ષા તે જ અહિંસક અસહકાર. આવો અસહકાર પ્રહ્લાદે કર્યો, હરિશ્ચંદ્રે કર્યો, મીરાંબાઈએ કર્યો, અને વિજય પામ્યા. આવો અસહકાર વસિષ્ઠજીએ કર્યો અને વિશ્વામિત્રના સૈન્યને પાછું હઠાવ્યું. આવો અસહકાર મજુરોને ખાતર થોડાં વર્ષ પહેલા શ્રીયુત ગાંધીજીએ અમદાવાદમાં કર્યો અને મીલમાલેકોને નમાવ્યા. પણ આવો અસહકાર વ્યક્તિગત થઈ શકે–સમૂહગત નહિ. આવો અસહકાર સંત પુરૂષોની સ્થિતિએ પહોંચેલી પ્રજા કરી શકે–બીજી નહિ.

" દેશી બંધુઓ " નું ત્રીજું કાવ્ય અને " વિદેશી વસ્ત્રો "નું ચોથું કાવ્ય સ્વદેશી વસ્ત્ર પહેરવા અને વિદેશી વસ્ત્રો ત્યજવાની ભલામણ કરનારૂં છે.

દેશી તજી વિદેશી લીધું, દેશી બંધુ ભૂખે માર્યા;
દયા વિનાના દાનવ થઇને, માનવજીવન હાર્યા;
માર્યા હુન્નરને, તાર્યા નહીં દીન નરને.

ત્રીજા કાવ્યનું આ પદ બહુ મજાનું છે. તેમાં ભાવના સાથે વિચાર-પ્રધાનતા પણ રહેલી છે.

હિન્દુ મુસલમીન પારસી સર્વે, દેશ શરીર ઉપાંગો;
એક જ ચૈતન્ય તેમાં માની, ભેદભરમને ભાંગો;
સાંધો સ્નેહ સદા, વિપત્તિ જેથી નાવે કદા.

આ પદમાં વિચાર કરતાં વૃત્તિની પ્રધાનતા વિશેષ છે. તેને લીધે, જે ચૈતન્ય હિન્દુ મુસલમાન પારસીમાં છે તે જ ચૈતન્ય અન્ય દેશના લોકોમાં પણ છે અને એક ચૈતન્યની દૃષ્ટિએ તો સ્વદેશી વિદેશી રહી શકતું નથી, આ વાત ભૂલાઈ ગઈ છે.

ચોથા પદમાં વિદેશીને વખોડવામાં કેટલીક અતિશયોક્તિ થઇ ગઇ છે. લોકસમૂહમાં સ્વદેશી વસ્ત્ર પ્રત્યે પ્રીતિ કરાવવામાં કદાચ આવું કાવ્ય થોડો સમય ઉપયોગી જેવું જણાય, પરન્તુ તેમાં એક જ દૃષ્ટિનું પ્રાધાન્ય બહુ છે.

'વખોડે ખાદી તે પાપી' એમ કહેવામાં વ્હેમદૃષ્ટિને પ્રાધાન્ય અપાયું

છે. સરકારી શાળામાં ભણવું તે પાપ છે, ધારાસભામાં જવું તે પાપ છે, ધારાસભામાં જનારને મત આપવો તે પાપ છે, એમ ૧૯૨૦-૨૧ માં કહેવાતું હતું. 'ધારાસભાના અમુક ઉમેદવાર સિવાય બીજાને મત આપવો તે પાપ છે' એમ ૧૯૨૩ માં કહેવાયું હતું. આવું જ પાપ ખાદીને વખોડવામાં ગણવામાં આવ્યું છે. પાપ શબ્દ આમ ગમે ત્યાં લગાડી દેવાથી તેનો મૂળ અર્થ ઉડી ગયો છે.

નથી જ્યાં રૂચતી ખાદી, નફ્ટ એ હિન્દસંતાનો;
ભૂમિને મારતા ભારે, વિદેશી વસ્ત્રથી, વ્હાલા !

આમાં સઘળી દેશભક્તિ અને દેશસેવા ખાદીમાં જ આણી મૂકી છે. હિન્દમાં થતું સઘળું કાપડ સ્વદેશી જ છે. હિન્દની મીલોનું કાપડ સ્વદેશી જ છે. મીલના કાપડ સિવાય હિન્દને કાપડ પૂરૂં પડી શકવાનું નથી. દરેક માણસે કાંતવાની અને વણવાની વાત હાલના દેશકાળ માટે શક્ય નથી અને પ્રાચીન કાળમાં પણ શક્ય નહોતી એ વાત ક્ષણવાર ભૂલાઈ ગઈ છે. સ્વદેશી કાપડનો મુખ્ય મુદ્દો આર્થિક સ્થિતિપર રચાયો છે. દેશને આબાદ કરવા માટે સ્વદેશી કાપડ અને બીજી પણ સ્વદેશી વસ્તુઓ જ વાપરવાની, નવાં કારખાનાં કાઢવાની, સ્વદેશી હુન્નર ઉદ્યોગોને પોષવાની જરૂર છે. પરન્તુ બીજી રીતે અનેક પ્રકારની દેશસેવા કરનાર, સ્વદેશી કપડાં પહેરનાર પણ 'ખાદી' નહિ પહેરનાર માણસ નફ્ટ છે, અને સ્વરાજ્ય ફંડનો ગોટાળો કદાચ કરે, પોતે વિદેશી કાપડની અથવા બીજી વિદેશી વસ્તુઓની દુકાન માંડે પણ ખાદી પહેરે છે તેથી તે દેશભક્ત છે એવું નથી. સ્વદેશીને સંપૂર્ણ ઉત્તેજન આપવાની જરૂર છે પણ સાથે સ્વદેશીને નામે વસ્તુઓનો ભાવ વધારી સ્વદેશી ભાઇઓના પૈસા ખેંચવાની રીતિની સામે પણ સખ્ત વિરૂદ્ધતા બતાવવાની જરૂર છે.

આ કાવ્યો સંબંધમાં જે લખ્યું છે તે તેનો દોષ બતાવવા માટે લખ્યું નથી પણ તે વાંચતી વખતે બીજી બાબતો પણ લક્ષમાં રાખવાની છે એ જ હેતુથી લખેલું છે. એક કાવ્ય કે એક લેખમાં સઘળા દષ્ટિબિંદુ ન આવી શકે તે તદ્દન સ્વાભાવિક છે. આવાં કાવ્યોમાં

આન્તર પ્રસાદીના કરતાં લોકપ્રવાહની છાયા વિશેષ જણાય છે.

'શા કામનું ?' આ પાંચમું કાવ્ય મુનિશ્રીએ અત્યારની માનવજાતિ ઉપર દૃષ્ટિ નાંખીને લખેલું છે. લોકો રૂપીયા, આના, પાઈનો હિસાબ કરે છે, પરન્તુ ગમે તેટલા રૂપીયા ખર્ચવાથી પણ ન મળી શકે તેવું જીવન કઈ રીતે ગુમાવવામાં આવે છે તેનો હિસાબ કરતા નથી. આને જ લીધે મનુષ્યોનો મોટો ભાગ વિકાસક્રમમાં બહુ જ ધીમેથી આગળ વધે છે. ઘણા લોકો માત્ર મોટી મોટી વાતો કરવામાં સમય ગાળે છે, પણ ઉચ્ચ જીવન ગાળવા પ્રયત્ન કરતા નથી. આથી મનુષ્યજીવનનો મોટો ભાગ તદ્દન નકામો અને અસાવધપણે ગુમાવાય છે. મહારાજશ્રી યોગ્ય જ કહે છે કે:—

ત્યાગી થઇ તસ્કર બની શુભ ત્યાગનો ત્યાગ જ કર્યો,
વળી માન ઈર્ષા ને અદેખાઈતણો સંગ્રહ કર્યો;

* * * *

બહુ પ્રેમની વાતો કરી પણ વૈર અન્તરમાં ભર્યું,
આપી ક્ષમા નહિ એકને જીવન બધું ઝેર જ કર્યું.

* * * *

કાળાં મટી ધોળાં થયાં પણ કામ કાળાં ના તજ્યો;
પ્રીતિથકી જગદીશને પળ એક પણ તું ના ભજ્યો.

* * * *

"મોહમાયા" ના છઠ્ઠા કાવ્યમાં સાધારણ વિચારના લોકો પોતાનું જીવન કેવી રીતે ગાળે છે તે બતાવ્યું છે અને એવી સ્થિતિના લોકોને સાધારણ રીતે જેવો બોધ કરવામાં આવે છે તેવો આ કાવ્યમાં કરેલો છે. સ્ત્રીજાતિને અધ્યાત્મજીવનમાં બંધનરૂપ ગણવાની પદ્ધતિ ઘણા જમાનાથી ચાલી આવે છે. પણ ખરી રીતે સ્ત્રીજાતિ બંધનરૂપ નથી પણ પુરૂષશરીરમાં સ્ત્રીજાતિને માટે રહેલી કામવાસના જ બંધનરૂપ છે. જો સ્ત્રીને બંધનરૂપ ગણવામાં આવે તો સ્ત્રીની દૃષ્ટિએ પુરૂષ પણ બંધનરૂપ ગણાવો જોઈએ. માનસ શાસ્ત્રના અભ્યાસીઓ કહે છે

કે મનુષ્ય બીજાને ચાહવામાં પોતાનામાં જે કાંઇ ચાહવા જેવું છે તેને જ ચાહે છે અને બીજાને ધિક્કારવામાં પોતાનામાં જે કાંઈ ધિક્કારવાલાયક છે તેને જ ધિક્કારે છે. મનુષ્યમાં કામવાસના છે અને જ્યારે તે ઉચ્ચ જીવન ગુજારવા પ્રયત્ન કરે છે ત્યારે તે આ વાસનાને ધિક્કારે છે. આવી વાસના સ્ત્રીશરીરમાં છે એટલે તે સ્ત્રીઓને બંધનરૂપ ગણવા માંડે છે. જ્યારે મનુષ્ય પોતાની કામવાસનાને વિશુદ્ધ પ્રેમમાં બદલી નાંખે છે ત્યારે તે પ્રેમનો ભક્ત બને છે તેથી તે સ્ત્રીને દેવી તરીકે પૂજવા માંડે છે. પરમાત્મા સૌ કોઈ ભૂત–પ્રાણીના હૃદયમાં વસેલા છે. જેવો આત્મા પુરૂષ-શરીરમાં છે તેવો જ આત્મા સ્ત્રીશરીરમાં છે. બન્નેને માટે મોક્ષના દર-વાજા ખુલ્લા છે. હાલમાં જ્યારે આપણે કોમ કોમ વચ્ચે, ધર્મ ધર્મ વચ્ચે અને પ્રજા પ્રજા વચ્ચે પ્રેમભાવના વધારવા ઇચ્છીએ છીએ ત્યારે સ્ત્રી અને પુરૂષજાતિ વચ્ચેના સબંધને પણ પ્રેમભાવનાવાળો બનાવવા પ્રયત્ન કરવો જોઇએ અને સ્ત્રીજાતિને માયા કે બંધનરૂપ ગણવાનું સદં-તર ભૂલી જવું જોઇએ. માટે આ પદમાં જ્યાં જ્યાં ‘ રામા ’ ‘ નારી ’ ‘ પ્યારી ’ આવે છે ત્યાં સ્ત્રીને બદલે પોતાનામાં રહેલી કામવાસનાનો જ અર્થ લેવામાં આવે તો વધારે સારૂં છે.

સાતમું કાવ્ય ‘ મનને ઉપદેશ ’ પર છે. આ કાવ્યમાં સંસારમાં મચેલું મન શું શું કરી રહ્યું છે તે બહુ સારી રીતે બતાવેલું છે.

અણુસમ પરના દોષ નિહાળ્યા, પર્વત સમ નિજ દોષ ન ભાળ્યા,
ગાયા નહિ તે ગુણુ કદિએ ગુણવંતના રે.

મનુષ્યજાતિના મોટા ભાગમાં આ ટેવ બહુ સહજ છે. આપણને સૌને પારકા નાના દોષો પણ બહુ મોટા જણાય છે અને આપણા મોટામાં મોટા દોષો તરફ આપણે આંખો આડા કાન કરીએ છીએ. જો આપણે ખરેખર જ સુધરવું હોય તો આપણે બીજા લોકોમાં શું શું ખુબીઓ છે તે શોધી કાઢવા અને આપણા પોતાનામાં શું શું ખામીઓ છે તે શોધી કાઢવા ચાલુ પ્રયત્ન કરવો જોઇએ. જ્યાં આગળ લોકસમૂહને ખાતર કોઈની ખામી જણાવવી પડે અથવા કોઇની પોતાની જ વિનતિથી તેને

સુધારવાને ખાતર તેની ખામી જણાવવાની જરૂર પડે તો તે જણાવવી અને તે સામાનું સ્વમાન જાળવીને અને વિનયયુક્ત શબ્દોથી જ જણાવવી. એ સિવાય મૌન રાખવું એ જ સારો નિયમ છે. કોઇની ફજેતી કરવાના હેતુથી કોઇના દોષો જોવા જોઇએ જ નહિ.

" તપાસી જો " નું કાવ્ય ઘણું ઉપયોગી છે. આ કાવ્યમાં કહ્યું છે તેમ જો કોઇ મનુષ્ય પોતાનું જીવન હમેશાં રાત્રિના સૂતી વખતે તપાસતો જાય અને જે જે ભૂલ થઈ હોય તે બીજે દિવસે નહિ કરવાનો નિશ્ચય કરતો જાય અને દિનપ્રતિદિન પોતાનું જીવન સુધારતો જાય તો તો એક જન્મમાં અનેક જન્મનાં કાર્ય કરવાને તે જરૂર શક્તિમાન થાય. આ કાવ્યમાં નીચેનું પદ બહુ સુંદર છે,

છોડી દે ભેદ 'હું' 'તું'ના, સહુ 'તારૂં' તું 'સહુનો' થા,
ટાણું ન તું આ ભૂલી જા રે.

આગળ જણાવ્યું છે તેમ પદ્ય સાધારણ રીતે વૃત્તિપ્રધાન હોય છે. દરેક કાવ્ય તેના લેખકની તે કાળની મુખ્ય વૃત્તિનું દિગ્દર્શન કરાવે છે.

'વિદાય'નું કાવ્ય લેખકની એક કાળની મનોવૃત્તિનું આબેહુબ ચિત્ર આપે છે. અત્યારના લગભગ સઘળા ધર્મો અને સંપ્રદાયના ઘણા કહેવાતા સાધુઓની આ કાવ્યમાં બતાવ્યા જેવી જ સ્થિતિ છે. આવી સ્થિતિ જોઇને મહારાજશ્રીને બહુ ખેદ થયો હોય અને તે ખેદમાં જંગલમાં જઇને કોઈ એકાન્ત સ્થળમાં વસવાનો વિચાર થોડો સમય કર્યો હોય એમ આ આખું કાવ્ય કહે છે. આ બહુ સ્વાભાવિક અને હૃદયના આન્તર નાદરૂપ છે.

" દંભી યોગીને " આ કાવ્યમાં હૃદયના કરતાં મનની છાપ વધારે છે. કાવ્યનો પ્રવાહ આગલા કાવ્યના જેવો સ્વાભાવિક જણાતો નથી. આમાં પણ કહેવાતા ત્યાગીઓની સ્થિતિનું ભાન કરાવ્યું છે. આજકાલ સાધુ કે સંન્યાસી થવું બહુ સહેલું થયું છે, કેટલાક સાધુ—સંન્યાસી અને બાવાઓ માત્ર શિષ્યો વધારવામાં જ પોતાની મહત્તા માની રહ્યા છે તેથી તેઓ ગમે તેટલી નાની ઉમરના છોકરાને પણ દીક્ષા આપી દે છે. તેઓ પોતે જ દીક્ષાના ખરેખરા અધિકારી હોતા નથી

એટલે બીજો માણુસ તેનો અધિકારી છે કે નહિ તે તેઓ જોઈ શકતા નથી. આથી ત્યાગીઓનો મોટો ભાગ માત્ર નામનો ત્યાગી થયો છે. આવા ત્યાગ કરતાં સાદું અને નીતિવાળું ગૃહસ્થ જીવન હજાર દરજ્જે સારૂં છે.

"વિધવાનો આર્તનાદ" આ કાવ્ય બાળ વિધવાઓની સ્થિતિનું ભાન કરાવે છે. આ કાવ્ય બતાવી આપે છે કે મહારાજશ્રી સમાજ-સુધારણાના વિષયોમાં પણ સારો રસ લે છે.

"સદા આનંદથી રહેવું" આ કાવ્ય કોઇ વખત 'મસ્તવૃત્તિ' માં બનાવેલું હોય એમ જણાય છે.

"બારણાં ઉઘાડાં રાખો" આ કાવ્યમાં સેવાભાવથી મિશ્રિત થએલો કરૂણા રસ છે. સર પ્રભાશંકરનુ 'ઉઘાડી રાખશો બારી' કાવ્ય વાંચ્યા પછી મુનિ મહારાજે આ કાવ્ય કદાચ લખ્યું હોય. કાવ્યની વસ્તુ-સંકલના સર પ્રભાશંકરના કાવ્યથી જુદી છે, પરંતુ મુખ્ય મુદ્દો સામાન્ય છે.

'પ્રભુને સંદેશ' 'અભ્યર્થના' અને 'વિનતિ' આ ત્રણે કાવ્યો ભક્તિપ્રધાન છે, પરંતુ દરેકમાં ભક્તિનો જુદો જુદો પ્રકાર પ્ર-દર્શિત થયેલો છે. પહેલામાં અભેદભાવ વિશેષ છે. બીજામાં પિતાપુત્ર ભાવ રહેલો છે. ત્રીજામાં વિરહભાવના રહેલી છે.

"મિત્રને" નું કાવ્ય જગત્‌માં સન્મિત્ર મળતા નથી, એવું માન-નારા મિત્રને ઉદ્દેશીને લખાયું હોય એમ જણાય છે. કાવ્યની છેલ્લી કડી આ માન્યતાને મજબૂત કરે છે:-

લઘુ હોય જેવા તેહને તેવા મળે છે સર્વદા.

'મ્હારો ઉપકાર'; 'શાને?'; 'પતિને પત્ર'; 'વિરહિણીની અરજી'; 'દીલનો દિલદાર;' 'વ્હેલુડીને;' 'હૃદયાઘાત;' 'અબોલા સ્નેહી પ્રત્યે'; 'સ્નેહીનો જવાબ' (કાવ્યઃ ૧૮, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૭, ૨૮, ૩૦, ૩૧.) આ કાવ્યો પ્રેમલક્ષણા ભક્તિનાં છે. આમાંનાં અમુક કાવ્યોમાં પ્રભુને પ્રિયતમા-માશુક ભાવે અને અમુકમાં પ્રિયતમ-આશક ભાવે ઉદ્દેશેલા છે.

મહારાજશ્રીએ થોડાં વર્ષ પૂર્વે 'વિશુદ્ધ–પ્રેમ–પ્રવાહિની' નામનું પુસ્તક પ્રકટ કર્યું છે. તેમાં 'હૃદયોદ્‌ગાર' નામના લેખમાં પોતે જૈન સાધુ હોવા છતાં પ્રેમનાં કાવ્યોનો સંગ્રહ શામાટે કર્યો છે તેનો ઉત્તમ પ્રકારે ખુલાસો કર્યો હતો અને પ્રભુને માશુક ભાવે ભજવા કરતાં આશક ભાવે ભજવા તરફ પોતાની પસંદગી બતાવી હતી. એ પુસ્તકમાં ભક્તરાજ અમૃતલાલ સુંદરજી પઢીયારે 'આ પુસ્તક સંબંધી બે બોલ' નામનો એક લેખ લખ્યો છે. તેમાં તેમણે પરમાત્માને માશુક તરીકે ભજવાના મતનું સમર્થન કરેલું હતું.

ગુરૂભાવે, પ્રિયતમાભાવે, પિતૃભાવે, પ્રિયતમભાવે, માતૃભાવે કે મિત્રભાવે પ્રભુને ભજવા સબંધી મારા વિચારો નીચે મુજબ છેઃ

(૧) સામાન્ય રીતે સ્ત્રીશરીરવાસી જીવો જ પ્રભુને 'પ્રિયતમ' ભાવે ભજવા પ્રેરાય છે. કવિ દયારામ જેવા પુરૂષશરીરવાસી જીવો જવલ્લે જ જોવામાં આવે છે.

(૨) સામાન્ય રીતે, પુરૂષશરીરવાસી જીવો, જો ચાહે તો, પ્રભુને 'પ્રિયતમા' ભાવે ભજી શકે છે. આ ભક્તિનું સાહિત્ય ખાસ કરીને સુફી ભક્તોએ જગતને આપેલું છે. સ્ત્રીશરીરવાસી કોઈ જીવાત્માએ પરમાત્માને 'પ્રિયતમા' રૂપે ભજ્યાનું દૃષ્ટાન્ત મ્હારા જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી.

(૩) આશક કે માશુક ભાવનાની ભક્તિમાં સ્ત્રીલિંગ અથવા પુલિંગનો વિચાર વધારે પ્રબળ રહે છે. પ્રેમની અને ભક્તિની સઘળી કલ્પના શરીરની જાતિ ધ્યાનમાં લેઇને જ કરવામાં આવે છે.

(૪) પિતા, માતા, ગુરૂ કે મિત્રભાવનાથી પણ પરમાત્માની ભક્તિ થઈ શકે છે અને આ ભક્તિ સ્ત્રી તેમજ પુરૂષશરીરવાસી જીવો પણ સહેલાઇથી કરી છે, કારણકે આ સંબંધો શરીરની જાતિના કરતાં વડિલ ભાવના ઉપર આધાર રાખનાર છે. એટલે આવા ભાવવાળી ભકિતને પણ વિસરવા જેવી નથી.

(૫) પ્રિયતમા, પ્રિયતમ, માતા, પિતા, ગુરૂ, મિત્ર વિગેરે ભાવનામાં

નામરૂપની પ્રધાનતા વિશેષ છે. આવી ભક્તિ મોટે ભાગે એકદેશીય હોય છે. તેમાં ભક્તના પોતાના જ દીલના ઉભરા વધારે હોય છે અને પોતાના જ આનંદ, પોતાની જ લઘુતા અથવા પોતાના જ વિરહનો વિશેષ વિચાર હોય છે. અલબત્ત, આ ભક્તિ પણ અન્તે નિર્ગુણ નિરાકાર અને સર્વવ્યાપક રૂપનું દર્શન કરાવે છે, પરન્તુ શરૂઆતમાં તો તે એકદેશીય હોય છે અને તેમ હોવી જ જોઇએ. આ એકદેશીયપણું તેના દોષરૂપ નથી પણ લક્ષણરૂપ છે.

(૬) તેમનું સર્વજ્ઞ, સર્વવ્યાપક, અને સર્વશક્તિમાન સ્વરૂપ ધ્યાનમાં રાખીને જે કોઇ સ્ત્રી અથવા પુરૂષ પરમાત્માને પ્રિયતમ કે પ્રિયતમાના ભાવથી ભજે તો તેમાં તેનું કલ્યાણ જ થાય છે. પરંતુ આ ખરૂં સ્વરૂપ સમજ્યા પહેલાં જો કોઈ મનુષ્ય માત્ર દેખાદેખીથી આશકમાશુકની વાતો કરે છે તો તેને આડે માર્ગે ચડી જવાનો ભય છે. જેમણે પોતાની કામવાસનાને વિશુદ્ધ કરી હોય, સંપૂર્ણ જીતી હોય, તેણે જ આ માર્ગે ગતિ કરવાની છે. બીજાઓ માટે માતા, પિતા, ગુરૂ, કે મિત્રભાવવાળી ભક્તિ વધારે સહીસલામત છે.

(૭) સઘળા પુરૂષો એક જ સ્વભાવના નથી, તેમ સઘળા જીવો પણ અમુક જાતિના શરીરમાં જન્મ લીધા કરતા નથી. આ વિશ્વ એક શાળા છે, દરેક જીવ તેનો વિદ્યાર્થી છે, અને પોતાના ધર્મપિતાના જેવી પૂર્ણતા પ્રાપ્ત કરવા માટે તે જગતમાં વારવાર જન્મ લે છે. પુરૂષ-શરીરદ્વારા દઢતાસૂચક સદ્‌ગુણો સહેલાઇથી ખીલવી શકાય છે. સ્ત્રી-શરીરદ્વારા કોમળતાના સદ્‌ગુણો સહેલાઇથી ખીલવી શકાય છે. આ બંને જાતના સદ્‌ગુણો દરેક જીવાત્માને ખીલવવાના છે, માટે તે અમુક જન્મો સ્ત્રીશરીરમાં જન્મ લઈ કોમળતાના અમુક અંશો ખીલવે છે અને અમુક જન્મો પુરૂષશરીરમાં લઈ દઢતાનો ગુણ અમુક અંશે કેળવે છે. કોઈ એક જાતનો ગુણ હદ કરતાં વધારે ન ખીલે કે જેથી તેને બીજો ગુણ ખીલવવો કઠણ પડી જાય, તેથી સામાન્ય રીતે દરેક જીવ થોડા જન્મો સ્ત્રીશરીરમાં તો થોડા પુરૂષશરીરમાં એમ તે પૂર્ણતાએ પહોંચે ત્યાં-

સુધી લે છે. આને જ લીધે કેટલીક વખત કેટલાંક પુરૂષશરીરપર સ્ત્રીત્વની છાપ વધારે દેખાય છે, અને કેટલાંક સ્ત્રીશરીરોપર પુરૂષત્વની છાયા વધારે જણાય છે; કારણકે જ્યારે કોઈ એક જીવ અમુક જન્મોસુધી અમુક અંશે કોમળતા ખીલવીને પછી અમુક અંશે દઢતા ખીલવવા માટે પુરૂષશરીર લે છે ત્યારે થોડા જન્મોસુધી તેના શરીરપર સ્ત્રીત્વની છાપ રહે છે અને રફતે રફતે તે ઓછી થતી જાય છે. એવી જ રીતે અમુક જન્મો પુરૂષશરીરમાં લીધા પછી ફરીથી સ્ત્રીશરીર લેતાં પુરૂષત્વની છાયા થોડા જન્મોસુધી રહે છે અને રફતે રફતે ઓછી થતી જાય છે.

કોઇ જીવ એકાએક મોટો ભક્ત થતો નથી. ભક્તિની શરૂઆત પણ કોઈને કોઈ જન્મમાં પોતાના ગૃહમાંથી કે કોઈ સંબંધી પ્રત્યેના પ્રેમમાંથી થાય છે. જે જીવોએ સ્ત્રીશરીર વધારે વખત લીધું હોય છે, જેઓ વૃત્તિપ્રધાન છે, અને જેના હૃદયનાં દ્વારો પોતાના પતિ પ્રત્યેના પરમ પ્રેમને લીધે ખુલ્યાં હોય છે તેઓ ગમે તે શરીરમાં હોય તોપણ પ્રભુને પ્રિયતમ–આશક ભાવે પૂજવા પ્રેરાય છે. જે જીવોએ પુરૂષશરીર વધારે વખત લીધું છે, જેઓ વિચારપ્રધાન છે અને જેઓના હૃદયમંદિરના દરવાજા કોઈ એક જન્મમાં પોતાની પ્રિયતમાદ્વારા ખુલ્યા છે તેઓ સ્વાભાવિક રીતે માશુકભાવની ભક્તિ તરફ દોરાય છે. જે જીવોનાં હૃદયો પોતાનાં માતા, પિતા, ગુરૂ કે મિત્રથી ઉઘડયા હોય છે તેઓ પછીથી પ્રભુને તેવા તેવા ભાવે વધારે સહેલાઈથી ભજી શકે છે.

અમુક ભાવના બીજી ભાવનાઓ કરતાં શ્રેષ્ઠ છે એમ કહેવાની બીલકુલ જરૂર નથી. આ સઘળા પ્રકારની ભાવનાઓ તે તે જાતિના જીવો માટે એકસરખી જ ઉપયોગી છે, એ સઘળી દ્વારા પ્રભુદર્શન થાય છે; અને આમાંની કોઇ પણ ભાવનાવાળે માર્ગે પ્રગતિ કરવામાં જન્મ જન્માન્તરના સંસ્કારો જ કારણભૂત છે.

(૮) દેશકાળની સ્થિતિની અસર પણ ભક્તિભાવના ઉપર અમુક અંશે થાય છે અને કોઈ નવા પ્રકારની ભાવના ઉમેરાય છે. દાખલા

તરીકે અત્યારે હિન્દમાં **राष्ट्रदेवो भव**—દેશભક્તિ—ની ભાવના પ્રસરેલી છે અને ઘણા જીવોને તે પ્રિય થઈ પડેલી છે. હાલમાં સમાજસેવાની ભાવના દેશદેશમાં પ્રસરી રહેલી છે. આ ભાવના લોકોને કહે છે કે **बंधुदेवो भव।** દરેક જીવ આપણો બંધુ છે. દરેક જીવ એ પ્રભુનો જ અંશ છે, દરેક જીવના હૃદયમાં પ્રભુ જ બિરાજી રહ્યા છે, માટે દરેક જીવને બંધુસમ ચાહ, બંધુસમ સેવ.

(૯) વખતના વહેવાની સાથે લોકોની દેહભાવના ઓછી થશે અને આત્મભાવના વધશે ત્યારે કદાચ એક જમાનો એવો પણ આવશે કે જ્યારે પ્રભુના નામરૂપવાળા લિંગાત્મક સ્વરૂપોનો મહિમા ઓછો થઈ જશે અને પ્રભુની પ્રભુતા—શક્તિનું પૂજન થવા માંડશે. **रसो वै सः।** પ્રભુ પ્રેમરૂપ છે, એ સત્ય સમજતાં પ્રિયતમા, પ્રિયતમ, પિતા, માતા, ગુરૂ, મિત્ર વિગેરે ભાવનાઓ તેમાં લય પામી જશે. **विज्ञानं ब्रह्म ।** પ્રભુ જ્ઞાનરૂપ છે એ રહસ્ય હૃદયમાં ઉતરતાં બુદ્ધ, તીર્થંકર, જગદ્‌ગુરૂ, પયગંબર, જીવન્મુક્ત, મહાત્મા વગેરેનો તેમાં સમાવેશ થઈ જશે. **चेतनश्चेतनानाम्।** પ્રભુ શક્તિરૂપ છે, સઘળા ચેતનનું તે ચેતન છે તે ભાન થતાં, સઘળા અવતારો, દેવો, દેવીઓનું તેમાં નિમજ્જન થઈ જશે. જ્યારે આ પ્રમાણે પરમાત્માનું વિશુદ્ધ સ્વરૂપ સમજાશે ત્યારે કોઇ પણ દેશ, જાતિ, સંપ્રદાય કે લિંગના મનુષ્યો તેમને એક જ ‘ વિશ્વમંદિરમાં ’ અને ‘ વિશ્વદેવ’ રૂપે પૂજશે, અને ધર્મને નામે થતી મારામારી, ચાલેલો અત્યાચાર, પ્રસરેલી ધર્માંધતા, ચાલી રહેલી દુકાનદારી, અને દેશને બોજારૂપ થયેલો અજ્ઞાન, આળસુ તથા સશક્ત ભિક્ષુ વર્ગનો અન્ત આવશે. **सर्वं सर्वत्र सर्वदा**, એ સત્ય સમજાતાં આખું જગત્ પ્રેમમય, જ્ઞાનમય, શક્તિમય, અને આનંદમય બનશે, અને કહેવાતી માયા પણ પરમાત્મા બની જશે અને આનંદીઓ આનંદશે કે:—

**हरिरेव जगज्जगदेव हरिः हरितो जगतो न हि भिन्न तनुः ।**
**इति यस्य मतिः परमार्थगतिः स नरो भवसागरमुत्तरति ॥**

“ સ્નેહી જીવન; ” “ પ્રેમના ચરણે; ” “ ડપકા; ” “એ પંથ

ન્યારો;" (કાવ્ય ૨૩, ૨૪, ૨૫, ૨૯) આ કાવ્યોમાં સ્નેહી જીવન, પ્રેમમય જીવનની પ્રશંસા, તેવું જીવન ગુજારવાની વિનતિ, પ્રેમીને ગમે તેવા પ્રસંગમાં પણ પોતાનો પ્રેમ નિભાવવાની ભલામણ, પ્રેમધર્મની શ્રેષ્ઠતા, પ્રેમ તોડનારને ઠપકો વગેરે વિષયો ચર્ચેલા છે. આમાં 'પ્રેમીના ચરણે' અને 'એ પંથ ન્યારો'નાં કાવ્યો બહુ સારાં છે.

'પસ્તાવું તે શાને?' આ કાવ્ય પ્રથમ દૃષ્ટિએ કોઇ જુદો જ ખ્યાલ આપે છે. ગમે તેવી ભૂલ થાય તો પછી ચલાવી લેવું, પશ્ચાત્તાપ ન કરવો એવો અર્થ પ્રથમ વાચને લાગે છે; પરંતુ સહજ વિચાર કરતાં અને મુનિ મહારાજની પોતાની ઉચ્ચ ભાવનાઓનો વિચાર કરતાં જણાય છે કે આ કાવ્યનો મુખ્ય હેતુ પશ્ચાત્તાપ નહિ કરવો એવો નથી પણ પોતાની ભૂલની જવાબદારી બીજાના ઉપર ન નાંખવી અને ભૂલનું પરિણામ પોતે જ શાન્તિથી ભોગવી લઈ ભવિષ્યમાં વધારે ડાહ્યા બનવું એ છે.

"સન્દેશો" આ છેલ્લું કાવ્ય કોઈ સ્નેહી સાથે લાંબો સમય રહ્યા પછી તેનાથી જુદા પડવા વખતની મનની અને હૃદયની સ્થિતિનું ભાન કરાવે છે. આ કાવ્યનો ખરેખરો ભાવ લખી કે કહી શકાય તેવો નથી, તે તો મુંગા રહીને અનુભવવા જેવો છે.

> અન્તરના આનંદો અનુભવવા ફરી,
> મળશું જો મેળવશે દીનો નાથ જો.
>
> * * *
>
> જુદાં પડતાં ના જુદાં થાશો કદિ;
> સ્નેહકસોટી વિરહાનળથી થાય જો.
>
> * * *

આ ટુંકી કડીઓ બહુ મોટો ભાવ બતાવી રહી છે.

આ કાવ્યમાળાનાં કાવ્યો કાવ્યશાસ્ત્રની દૃષ્ટિએ વાંચવાનાં નથી, પણ લેખકના હૃદયના ભાવની દૃષ્ટિએ વાંચવાનાં છે.

મહારાજશ્રી છોટાલાલજીના પ્રસંગમાં હું લગભગ પાંચ છ વર્ષથી આવેલો છું. તેઓશ્રી મારાપર બંધુ તરીકેનો પ્રેમ રાખે છે. તેઓ જુદી

જુદી બાબતો સંબંધી મારા વિચારો અમુક અંશે જાણે છે. કોઈ કોઇ બાબતમાં અમારા વચ્ચે મતભેદ પણ છે; છતાં તેઓશ્રીએ આ કાવ્યોની પ્રસ્તાવના લખવાનું કાર્ય મને સોંપ્યું છે અને સોંપતી વખતે 'તમને જે યોગ્ય લાગે તે પ્રમાણે નિઃશંકપણે લખશો' એવી ભલામણ કરી છે. તેઓશ્રીની આ ઉદાર વૃત્તિ અને પ્રેમવૃત્તિ માટે તેમને ખરા હૃદયથી ધન્યવાદ આપું છું. મૂળ લેખકની માફક પ્રસ્તાવનાકાર પણ પૂર્ણતાએ પહોંચેલ નથી, તેથી તેની પણ અનેક ખામીઓ રહી હશે, તો વાચક વર્ગ મૂળ લેખકની તથા પ્રસ્તાવનાકારની ખામીઓ તરફ ક્ષમાની દૃષ્ટિએ જોશે એવી વિનતિ છે.

**सुखिनः सन्तु सर्वत्र, सर्वे सन्तु निरामयाः ।**
**सर्वे भद्राणि पश्यन्तु, मा कश्चिद्दुःखमाप्नुयात् ॥**

મુંબઇ,
પોષ પૂર્ણિમા. ૧૯૮૦. } હરજીવન કાલિદાસ મહેતા.



# विचारावतरण.

શ્રી ઠાણુંગજી નામના જૈન સિદ્ધાન્તમાં શ્રી વીર પ્રભુએ સ્નેહને તેલની ઉપમાથી વર્ણવ્યો છે અને તે યથાર્થ છે, કારણકે તેલમાં બે મહત્ત્વના ગુણો છે. એક તો સર્વોત્તમ ગુણ સ્વાર્પણનો છે, કે જે સ્નેહમાં અવશ્ય હોવો જ જોઈએ. તેલ પોતે બળે છે અને અન્યને પ્રકાશ આપે છે, તેમ સ્નેહી જનો " પરાઇ પીડામાં નિજ શરીર તો અર્પણ કરે " એ કથનાનુસાર સ્નેહના શુદ્ધ સ્વરૂપને સમજેલા–સ્નેહના રંગથી જ રંગાઇ ગએલા પોતાના સર્વસ્વાર્પણથી કોઈ પણ જીવાત્મા સુખી થાય–થોડે અંશે પણ સુખી થાય તો પોતાને ધન્ય માને છે–કૃતકૃત્ય માને છે. તેલમાં જેમ ભેદબુદ્ધિ નથી હોતી કે રાજા કે ધનિકને ત્યાં વધુ પ્રકાશ આપવો અને ગરીબને ત્યાં ઓછો પ્રકાશ આપવો, પણ સર્વને પોતાના સર્વ ભોગે પ્રકાશ આપવો, તેમજ સ્નેહાત્માને કોઈ પણ જાતિ દેશ, ધર્મ કે વ્યક્તિ પ્રત્યે પક્ષપાત નથી હોતો–સ્નેહી તો લૂંટાવામાં જ મોજ માને છે. કોઈ પણ ભોગે કોઈને પણ સુખ મળતું હોય તો વિનાસંકોચે તે લેનારના ચરણમાં સ્નેહી ધરી દે છે, કારણ-કે જ્યાં બદલાની તો કલ્પનાએ નથી હોતી, તો પછી લેવાની તો વાત જ ક્યાં રહી ? આ પ્રમાણે શ્રી પરમાત્માએ સ્નેહને તેલની ઉપમા આપી સ્નેહને મહાન્ બતાવ્યો છે.

કેટલાએક સ્નેહ નામથી ભડકીને ન્હાસનારા પામર જીવો તેલની ઉપમા જાણી સ્નેહને ત્યાજ્ય માને છે, અને કથે છે કે, તેલ તો ડાઘ પાડે, લુગડાં વિગેરે ખરાબ કરે છે વિગેરે, ત્હેનામાં દોષ છે એટલે સ્નેહ પણ માનવજીવનમાં અનેક જાતના દોષના ડાઘા ઉત્પન્ન કરે છે; માટે તે ત્યાજ્ય છે. પણ એમ કથનારાને શું એ ખ્યાલ નહિ થતો હોય કે–તેલ ડાઘ પાડે છે અને જે કપડાં વિગેરે ખરાબ કરે છે, તે તેલનો ઉપયોગ કરનારની ભૂલનું પરિણામ છે ? પણ મનુષ્યને અજ્ઞાનને લીધે અન્યની ભૂલો જોવાની–કથવાની અનંત કાળથી ટેવ પડી

છે એટલે પોતાની ભૂલ ન જ જોઈ શકે અને તેથી તે તેલનો દોષ બતાવે છે. તેલ પોતે પોતાની મેળે ઉડીને કોઇને બગાડતું નથી. આપણી બેદરકારી, ઉપયોગ કરવાની અજ્ઞાનતા, અણઆવડતને લીધે જ કપડાં વિગેરેને તેલથી આપણે પોતે જ બગાડીએ છીએ અને તેલને કલંકિત કરીએ છીએ, એ એક અન્યાય છે. શ્રીમાન્ **ભર્તૃહરિ** કહે છે કે **न रम्यं नारम्यं** ઇત્યાદિ. એમ જ ઉપયોગ કરનારની આવડત કે અણઆવડતનું જ તે પરિણામ છે. જો ઉપયોગ કરતાં ન આવડે તો ઘી–દૂધ જેવા અમૃત મનાતા પદાર્થો ઝેરનું કામ કરે છે, અને જો યથાવિધિ ઉપયોગ કરતાં આવડે ને પચાવતાં આવડે તો સોમલ જેવું ઝેર પણ અમૃતરૂપે પરિણમે છે. માત્ર આવડત અણઆવડતનું જ એ પરિણામ છે; એમ જ તેલના સંબંધમાં સ્હમજવું.

જેમ સ્નેહને કેટલાકો અજ્ઞાનતાથી ત્યાજ્ય માને છે તેમ સ્નેહ–રાગ–મોહને પણ એક જ રૂપે માનનારા સ્નેહથી આત્મિક અધઃપતન થવાનું કહે છે–માને છે; પણ મોહ, સ્નેહ અને પ્રેમ એ ત્રણમાં રહેલો યથાર્થ ભેદ સ્હમજવામાં આવે તો આ ભૂલભરેલી માન્યતા જરૂર દૂર થઈ જાય. સ્હમજણની ખાતર આપણે સ્થૂલ દૃષ્ટાન્તો લેઇએ.

એક ઉંડી અંધારી અને દુર્ગંધી પદાર્થોથી ભરપૂર ખાઇ છે. બીજો કોઈ નંદનવન જેવાં વનોથી રમ્ય ભૂમિ–સમ પ્રદેશ છે, અને ત્રીજું પરમ કૈવલ્ય ધામ. આ ત્રણમાં પ્રથમ જે ખાઇ છે તે મોહ છે. જેમ ખાઇમાં–ઉંડી ગર્તામાં ગબડી પડેલ માણસ ઘણું કરી તે ખાઈની બહાર નીકળી શકતો નથી, પણ તેમાં ને તેમાં પડી રહી પોતાનું માનવજીવન ગુમાવે છે અને એ ખાઇમાં શુદ્ધ હવાના અભાવે પોતે ખાઇમાં પડનાર અનેક રોગનો ભોગ થઈ પડે છે; તે જ મુજબ જેઓ મોહમાં મુંઝાઈ ગયા છે તેવાને પ્રથમ તો સત્યદર્શન જ થતું નથી અને સત્યદર્શનના અભાવે આત્મતત્ત્વરૂપ અમૂલું જીવન તે ગુમાવી બેસે છે, અને તેની સાથે પોતાના ઐહિક–અજ્ઞાનતાએ મનથી માનેલા દેહના સુખ અર્થે અનેક અનર્થો કરી અને ત્રાસ આપી, જીવનને કલુષિત કરી, જન્મ–મરણ રૂપી અનેક

જન્માન્તરના રોગ વધારે છે. મોહાન્ધ મનુષ્યને પોતાના સ્થૂલ દેહ અને તેના અજ્ઞાનતાએ માનેલા સુખ સિવાય અન્ય વસ્તુનું સ્હેજ પણ જ્ઞાન હોતું નથી અને તેથી દેહસુખ અર્થે–ક્ષણિક–મલિન સુખ અર્થે પોતાનાં સ્ત્રી–પુત્ર વિગેરે સ્વજનનો ભોગ લેતાં તે અચકાતો નથી. ટુંકામાં મોહાન્ધ મનુષ્ય લૂંટવામાં જ મોજ માને છે, લેવામાં જ આનંદ માને છે, લૂંટાવામાં કે આપવામાં નહિ જ. આ મોહની સ્થિતિ એટલી બધી ખરાબ છે કે મોહાન્ધ મનુષ્ય મોહની જાળમાં કોઈ કોઇ વખત એવો મુંઝાઈ જાય છે કે વખતે પોતાનો દેહ કે જેના સુખ–તૃપ્તિ અર્થે અનેક અનર્થો કરેલા હોય, કરતો હોય, તે જ દેહનો પોતાના હાથે નાશ–આપઘાત કરે છે, અને જન્મ જરા મૃત્યુને વધારે છે. આનું નામ જ મોહ કહી શકાય.

કોઈ અમૂલી વેળાએ થએલી પ્રભુકૃપાને લીધે જેમ ખાઇમાં પડેલ માણસ કદાચ ખાઇની બ્હાર આવે એટલે તે શુદ્ધ હવાના ઉપભોગથી સ્વસ્થ બને અને તેને પૃથ્વીની સપાટીપર ફરતાં ફરતાં જેમ કોઇ નંદનવન પ્રાપ્ત થઈ જાય અને પછી તેની તંદુરસ્તી અને મનનો વિકાસ વધે છે, તેમ જ જેઓનામાંથી મોહ દૂર થતો જાય છે અને સ્નેહરૂપ નંદનવન સમી પૃથ્વીપર આવે છે, ત્યારે–સ્નેહ વસ્તુને–તત્ત્વને તે પ્રાપ્ત કરે છે, ત્યારે **પ્રથમ** જે 'હું' અને 'મ્હારૂં' એ સિવાય બીજું કાંઈ દેખાતુ ન હતું તે અધાપો–તે આંખનાં પડળ દૂર થવાથી સ્ત્રી, પુત્ર, માતા, પિતા, વિગેરે સંબંધી જનો ઉપર કાંઇક સ્વાર્થ સહિત અને કાંઇક સ્વાર્થ રહિત ભાવનાથી સ્નેહ રાખતાં શીખે છે. પછી ધીમે ધીમે તે સ્નેહમાં આગળ વધતો જાય તેમ તેની ભાવનાદૃષ્ટિ વિશાળ થતી જાય છે, અને ઘણી વખત પોતાનાં ક્ષણિક દેહસુખનો ત્યાગ કરીને અન્ય આત્માને સુખ–આનંદ આપવાને પોતાનાથી બનતું કરી છૂટે છે. છતાં સ્નેહની પ્રાથમિક સ્થિતિમાં 'આ મ્હેં કર્યું' 'હું પરમાર્થ–બીજાની સેવા કરૂં છું, મ્હને તેનો બદલો મળવો જોઇએ' વિગેરે ભાવના રહે છે. જ્યારે એ પ્રાથમિક સ્થિતિમાંથી નીકળી તે સ્નેહની મધ્ય કોટીમાં આવે છે, ત્યારે તેને કોઇ પણ જ્ઞાતિ, વર્ણ, સમાજ, ધર્મ, પંથ, કે એવી કોઈ

પણ સ્થિતિનો ભેદભાવ રહેતો નથી પણ પોતાનું સુખ ત્યાગીને કોઇની પણ સેવા કરવા તે તૈયાર હોય છે અને બદલાની આશા પણ નીકળી જાય છે. છતાં કોઇ તે સ્નેહાત્મા–માધ્યમિક સ્થિતિવાળા સ્નેહાત્માની સેવાનો વિરોધ કરે છે–અસ્વીકાર કરે છે ત્યારે તેને દુઃખ લાગે છે અને પોતાની સેવા કોઈ ન સ્વીકારે તેથી ઘણી વખત પોતાની જાતપર કે અસ્વીકાર કરનાર પર ક્ષણભર દુઃખ લાગે છે, અને પોતાની સેવાનો સ્વીકાર કરાવવા માટે મનમાં સ્હેજ લાગણી–ઇચ્છા રહે છે. જોકે બદલાની આશા તો વ્હેલી નીકળી ગએલ હોય છતાં પ્રતિકારથી દુઃખી થવાની લાગણીનાં બીજો ત્હેના અંતઃકરણમાં રહેલાં હોય છે, ત્યાંસુધી તેને શુદ્ધ સ્નેહી કહેતાં જરા મનમાં ખટકે છે.

સ્નેહની અન્તિમ સ્થિતિએ પહોંચેલ સ્નેહાત્માને તો પોતે કયારે અને કોની સેવા કેવી રીતે કરી ત્હેનું પણ ભાન હોતું નથી, કારણકે એ સ્થિતિપર ગએલાએ પોતાનાં તન, મન અને સર્વસ્વ જગત્‌ના ચરણે ધરી દીધેલાં હોય છે, અને જ્યારે પોતે કોઈ પણ વસ્તુ બીજાને આપી દીધી પછી તેનો ઉપયોગ તે લેનાર વ્યક્તિ કયારે અને કેવી રીતે કરે છે તેનો વિચાર સરખોએ કરવાનો આપણને અધિકાર નથી, તેમજ સ્નેહાત્મા–પૂર્ણ દશાએ પહોંચેલા સ્નેહાત્માની સેવાનો લાભ વ્યક્તિ કે સમષ્ટિએ કયારે અને કેવી રીતે લીધો અને સેવાનો સદુપયોગ થયો કે દુરૂપયોગ થયો તેનો પણ ખ્યાલ શુદ્ધ સ્નેહાત્માને હોતો નથી. જેમ નંદનવનની સુંદર હવામાં ઘણી વખત મનુષ્ય–સામાન્ય મનુષ્ય પણ ઘડીભરને માટે પોતાની જાતને ભૂલી જાય છે અને કોઈ અગમ્ય આનંદમાં મ્હાલે છે, તેમજ શુદ્ધ સ્નેહાત્મા સ્નેહની ત્રીજી–છેલ્લી કોટીરૂપ નંદનવનમાં પહોંચ્યા પછી પોતાની જાતને સર્વથા ભૂલી જાય છે, અને ' સેવા સેવા અવનિતળમાં ધર્મ બીજો ન જાણું ' એ ભાવનામાં એવા તો રંગાઇ જાય છે કે પોતે કોણ છે અને શું કરે છે એનો પણ ખ્યાલ નથી રહેતો, તેમજ નથી ખ્યાલ તેને શત્રુ મિત્રનો, ઉંચ નીચનો કે છેવટ પુણ્ય પાપનો, કારણકે તે બધાયથી પર ગએલ હોય છે. પુણ્ય કે

પાપને જ્યાંસુધી પોતાનાં મનાય છે, પોતે કર્યાં છે તેમ કબુલાત થાય છે, ત્યાંસુધી જ તે વળગે છે; પણ જ્યારે તેમાંથી હું અને મ્હારાપણું ગયું પછી કોઈ પણ ક્રિયા બંધનરૂપ થતી નથી, પછી તો માત્ર દેહની આવશ્યક ક્રિયા—પછી તે પુણ્યરૂપ ગણાતી હો કે પાપરૂપ પણ તે સર્વ ક્રિયા અવ્યક્તપણે થતી હોવાથી તે બંધનરૂપ થતી નથી એટલે પછી તેને તેનાં ફળ ભોગવવા માટે જન્મમરણ કરવાં પડતાં નથી. સ્નેહની ત્રીજી કોટીએ ગએલો આત્મા મરજીવો—મરીને જીવનારો હોય છે. જગતમાં જેઓ જીવીને મૃત્યુ પામે છે તે તો જન્મ મરણ કરે છે, પણ જ્યારે કોઇ પણ મનુષ્ય મરીને જીવે છે ત્યારે તેનાં જન્મમરણ લય પામે છે. જનક વિદેહી અને આદિનાથ પ્રભુના પુત્ર ભરત મહારાજ એ સ્થિતિના દૃષ્ટાન્તરૂપ છે. એઓ ગૃહસ્થાશ્રમમાં રહેતા છતાં અને રાજ્યસંપદા ભોગવવા છતાં તેમાં અલિપ્ત રહેતા અને તેથી જ એ સ્નેહની અત્યુત્તમ કોટી કે જે પ્રેમનું મુખ્ય લક્ષણ છે ત્યાં પહોંચીને પોતે પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત કરી શકયા છે.

પ્રેમની વ્યાખ્યા તો થઇ શકે જ નહિ, કારણકે "પ્રેમ એ જ પરબ્રહ્મ" છે. એ પરબ્રહ્મની વ્યાખ્યા સ્થૂલ લેખિનીદ્વારા ન થઈ શકે. એ તો અનુભવસિદ્ધ છે. જ્યાં સાધ્ય કે સાધક, સેવક કે સેવ્ય વસ્તુસ્થિતિ જ નથી રહેતી, જ્યાં સાંભળનાર કે કહેનાર કે કહેવાનું જ નથી રહેતું, ત્યાં તેની વ્યાખ્યા લખવાની ધૃષ્ટતા કરવી એ નકામી છે. પ્રેમ મન, વાણી, વિચાર એ સર્વથી પર છે. જગત્માં રહેલ પ્રાણીમાત્રને એક રૂપે જ જોનાર જેની દૃષ્ટિમાં પુણ્યવાન કે પાપવાનની ગણના નથી, અરે ! વધારે શું, જ્યાં જોનાર કે જોવાનું બન્ને લય પામી જાય છે, જ્યાં "**तत्त्वमसि, अप्पा सो परमप्पा, अहं ब्रह्म, अनलहक**" દશા થઇ, ત્યાં "કહેવું ને સુણવું એ તો માયાના સઘળા ફંદો" બને, તેમાં આશ્ચર્ય શું ? એ સુખ—એ આનંદનો સ્હેજ ખ્યાલ કરવો હોય તો મુંગાને સાકર ખવરાવી પછી પૂછો કે તેનો સ્વાદ ત્હને કેવો આનંદદાયક લાગ્યો ! બસ, થયું. પ્રેમની વ્યાખ્યા જ્યારે મહાન્ યોગી કે ખુદ પ્રેમા-

ત્મા પોતે જ ન કહી-કરી શકે તો પછી મ્હારા જેવો ક્ષુદ્ર મનુષ્ય કે જે હજુ પ્રેમપાઠશાળામાં એકડીયા ઘુંટવાની સ્થિતિપર પણ પૂરો ન આવી શક્યો હોય તે શું કથી શકે ?

સ્નેહસ્વરૂપને નહિ સમજનારાઓ તરફથી સ્નેહનો જે અતિ તિરસ્કાર થયો છે, અને " **स्नेहमूलानि दुःखानि** " ઈત્યાદિ જે કથનો કથાયાં છે તેનું પરિણામ ધારવા કરતાં ઘણું જ વિપરીત આવ્યું છે. ખરી રીતે સ્નેહ એ દુ:ખનું મૂળ નથી પણ મોહ-રાગ એ જ દુ:ખનું મૂળ છે, માટે **मोहमूलानि दुःखानि** અથવાતો **रागमूलानि दुःखानि** એમ કથવું જોઈએ.

સ્નેહના મૂળ અર્થને નહિ સ્હમજવાના પરિણામે સ્નેહનો ત્યાગ કરવાનો ઉપદેશ કરાયો અને સાથે સાથે સ્નેહપાત્રો માતા, પિતા, ભ્રાતા ભગિની, સ્ત્રી, પુત્ર, વિગેરેપરના સ્નેહભાવના ત્યાગનું કથન થયું. ' કોઈ કોઇનું નથી, સહુ સ્વાર્થનાં સગાં છે, કામ પડયે કોઈ કામ નહિ આવે, અન્તે સહુ દુ:ખ અને કર્મબંધન કરાવનારાં છે ' વિગેરે ઉપદેશ આપવાથી શ્રોતાઓ ગૃહસ્થાશ્રમ મૂકીને કે સગાં સંબંધી જનોનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા નહિ પણ એ ઉપદેશના સંસ્કારો બાળપણમાંથી પડવા માંડયા એટલે પરિણામ એ આવ્યું કે પરસ્પર એક જ ઘરમાં, એક જ કુટુંબમાં સાથે રહેનારનાં મનમાંથી સ્નેહભાવના, મ્હારાપણાની ભાવના, એક બીજાનું હિત કરવાની ભાવનાનો લોપ થવાની સાથે પરસ્પર ક્ષુદ્ર વૃત્તિથી એક બીજા પ્રત્યે વ્હેમ, શંકા અને જૂદાપણાની ભાવના-દૃષ્ટિથી રહેવા લાગ્યા. પરિણામે વૈમનસ્ય ભાવના વધી. પરસ્પર સ્નેહ-સહાયક પરદુ:ખે દુ:ખી થવાની ભાવનાનો નાશ થયો એટલે જે મૃત્યુલોક સ્વર્ગથીએ અધિક સુખદાયક છે તે તો નરકસમાન બની ગયો. તે સર્વનું મૂળ એ જ છે કે સ્નેહભાવનાનો ત્યાગ-સ્નેહથી ભ્રષ્ટતાનું એ પરિણામ. જ્યારે જ્યારે એક બીજા પ્રત્યે મ્હારાપણાની વૃત્તિ-ભાવના રહે છે, સ્થૂળ સ્નેહનું જ્યાં વધારે જોર હોય છે અને 'એ મ્હારો સ્નેહી છે' એવી વૃત્તિ જેમ જેમ વધુ ખીલશે તેમ તેમ એક બીજાનું અનિષ્ટ કરવાનું, ક્લેશ કરવાનું,

એક બીજાને દુભવવાનું, પ્રપંચ અને છળભેદ કરવાનું ભૂલી જવાશે અને અહોનિશ એક જ ભાવના રહેશે કે 'હું સર્વનું સારૂં કરૂં.' એ સિવાય બીજી કલ્પના પણ નહિ થાય. જોકે હું સર્વનું સારૂં કરૂં એમાં જે હુંપણું છે તે એકંદરે લાભદાયક નથી, અને સ્નેહની ત્રીજી કોટીએ પહોંચતાં તેનો ત્યાગ થઇ જાય છે, સ્હેજે ભૂલી જવાય છે, પણ સ્નેહની પ્રથમ કોટીમાં એ હુંપણું રહે છે અને રહે તો તે તિરસ્કારવાયોગ્ય નથી, કારણકે શરૂઆતમાં જો હું સારૂં કરૂં, સારૂં કરૂં છું, એ ભાવનાથી ખરાબ પ્રવૃત્તિનો ત્યાગ કરવામાં આવે અને સારૂં કરવાનો નિશ્ચય થાય અને તે નિશ્ચયને વળગી રહેવાય તો પરિણામે જ્ઞાન પ્રાપ્ત થતાં એ હુંપણું જડમૂળથી જાય છે.

સ્નેહની ત્રીજી કોટીએ પહોંચેલા મનુષ્યના મનમાં પુણ્યવાન કે પાપવાનનો ભેદ નથી, કારણકે સ્થૂલ દૃષ્ટિએ એમ કરવું અને એમ નહિ કરવું વિગેરે ભેદ છે. જ્ઞાની–સંપૂર્ણ પ્રેમાત્મા તો સ્હમજે છે કે નિશ્ચયનયથી તેની સાથે જે પ્રકારનો સંબંધ નિર્માણ થએલ છે, જે ઋણાનુબંધ બંધાએલ છે તે પ્રકારના સંબંધની પૂર્ણાહુતિ કર્યા સિવાય તેનાથી જન્મમરણના ફેરા બંધ થવાના જ નથી, અને એ સંબંધો પૂર્ણ થયા પછી તેનાથી જન્મ મરણ કરવાનાં નથી, એ નિશ્ચય છે. એટલે જ્યારે જ્યારે વ્યવહારથી અનાતો કોઈ અયોગ્ય વ્યવહાર થતો જોવામાં આવે ત્યારે શુદ્ધ સ્નેહાત્મા તેનો તિરસ્કાર કરવાને બદલે ત્હેની પ્રત્યે–તે વ્યવહાર કરનાર પ્રત્યે એવી શુદ્ધ ભાવના ભાવે છે કે આ આત્મા જલ્દી ઋણમુક્ત થઇ સ્વસ્વરૂપને પ્રાપ્ત કરે. અષાઢાભૂતિ, નંદીખેણુ, અરણિક મુનિ વિગેરનાં કથનો તેમજ ગોપીચંદ, જમદગ્નિ ઋષિ વિગેરેનાં દૃષ્ટાન્તો એ કથનને સિદ્ધ કરે છે. સદ્ગુરૂનું કર્તવ્ય–સ્નેહાત્માનું કર્તવ્ય છે કે તેવાનો તિરસ્કાર કરવાને બદલે એવાની વધારે સંભાળ લેવી કે જેથી તેવા ઋણાનુબંધને વશ થએલ–એ બંધન તોડી શકવાને અસમર્થ આત્માઓ નવાં બંધનો ન બાંધી બેસે. કૂવામાં પાણી લેવા માટે ફેંકાતા ઘડાને બાંધેલ દોરડીને જેમ પનિહારી માત્ર ચાર–છ આંગળ પોતાના હાથમાં રાખી ઘડામાં પાણી ભરાતાં તે ઘડાને ખેંચી લે છે.

તેમજ સદ્‌ગુરૂ—શુદ્ધ સ્નેહાત્મા કોઇ પણ આત્માને ઋણાનુબંધ ભોગવતા જોઈ–ભોગવવા જતા જોઈ, ત્હેની વૃત્તિરૂપ દોરડી પોતાના હાથમાં રાખે છે અને જ્યારે તે ઉદયમાન કર્મ ભોગવી રહે છે અને વૃત્તિ સંતોષ-રૂપ જળ ભરાઈ જવાથી તેને સંસારરૂપ કુવામાંથી પોતાના હાથમાં રાખેલ તે ભોક્તાત્માની મનોવૃત્તિરૂપ દોરડીને ખેંચી લે છે, અને તેને પછી કુવામાંથી દૂર દૂર લેઈ જઇ પોતાના ઘેર—શુદ્ધ સ્નેહસ્વરૂપરૂપ—પ્રેમ-રૂપ પોતાને ઘેર લેઈ જાય છે. આવા સ્નેહાત્મા જેને જેને પ્રાપ્ત થયા તે તે આત્માઓ જન્મમરણથી મુક્ત થયા.

પ્રથમ જે સ્નેહને તેલની ઉપમા આપી છે તેમાં વિશેષતા એક એ પણ છે કે તેલ પાણીમાં પડવા છતાં ત્હેમાં અલિપ્ત રહે છે. દુ-નિયાની દરેકે દરેક ચીજમાં પાણી ભળી જાય છે, અથવાતો પાણીમાં કોઈપણ ચીજ સમાઈ જાય છે, અથવાતો બૂડી જાય છે, જ્યારે તેલને પાણીમાં નાંખીએ ત્યારે તે પાણીમાં ભળ્યા વિના અલિપ્તપણે રહી પાણીમાં રહેવા છતાં પાણી ઉપર તરે છે. એ નિયમ પ્રમાણે સ્નેહાત્મા સસારમાં સંસાર વ્યવહારની સર્વ પ્રવૃત્તિમાં રહેવા છતાં તે તેનાથી પર રહે છે, સર્વ સંબંધો કરવા છતાં તે બંધાયથી અલિપ્ત રહે છે, અને તેથી જ તેવા સ્નેહાત્માની આત્મજ્યોતિ સદાય અખંડ પ્રજ્વલિત રહે છે. ધન્ય છે તેવા સ્નેહાત્માને. સ્નેહાત્મા ઘેલા હોય છે અને એની એ ઘેલછા, સર્વ વિષયો, સર્વ વિચારો, સર્વ કલ્પનાનો સર્વથા લોપ થઈ જાય છે. શ્રી નેમનાથ પ્રભુને માટે રાજીમતીને ઘેલછા લાગી તે ઐહિક સુખનાં સર્વ અનુકૂળ સાધનો હોવા છતાં પોતાનામાં તેનો ઉપયોગ કરવાની સંપૂર્ણ શક્તિ હોવા છતાં સર્પ જેમ કાંચળી મૂકીને ન્હાસે તેમ નેમનાથ પ્રભુની પાછળ તે ઘેલા થઇને નાઠાં અને રસ્તામાં માર્ગ ભૂલ્યા રહેનેમીને સીધો માર્ગ બતાવી પોતે અને નેમપ્રભુ બન્ને દેહની ભિન્નતાનો ત્યાગ કરી પરમ કૈવલ્યધામ, પરમપદ, પૂર્ણ પ્રેમનું સ્થાન જે સિદ્ધસ્થાન ત્યાં આત્મ અભેદપણાને પામ્યા, એ વાત જૈનોને આં સ્હમજાવવી પડે તેમ છે?

નેમ રાજીમતીની કોટીએ પહોંચેલાં તો નહિ પણ જગતનાં સામાન્ય મનુષ્યો કરતાં સ્નેહમાં ઘણાં આગળ વધેલાં ફરહાદ ને શીરીન, મજનુ ને લયલાના દૃષ્ટાન્તો જગતને શું શિખવે છે? એ જ કે સ્નેહમાં દેહભાવના, ચામડાનાં રૂપરંગની ભાવના નથી, પણ આત્મા ને આત્માનું એકીકરણ—અભેદવૃત્તિ માટે જ એક બીજા તલસે છે, એને મેળવે છે, અને બે મટી એક બને છે; અને એ જ જીવન ધન્ય છે.

ટુંકામાં મોહ, સ્નેહ અને પ્રેમ એ ત્રણે વસ્તુઓ અલગ અલગ છે. ત્રણેનું સ્વરૂપ ભિન્ન ભિન્ન છે. તે જો યથાર્થ સ્વરૂપમાં સ્હમજાય તો એનું નામ જ સમ્યક્ત્વ અને એ તત્ત્વોનું યથાર્થ સ્વરૂપ ન સ્હમજાય અને ખોટા સ્વરૂપને સ્હમજી તે જ ખરૂં છે એમ માનવામાં આવે તો તે જ મિથ્યાત્વ. સમ્યક્ત્વ કે મિથ્યાત્વ એ અમુક ધર્મની મનાએલ બાહ્ય ક્રિયા—સ્થૂલ—ચૈતન્યરહિત માત્ર ક્રિયા કરવાથી જ કે એવી ક્રિયા નહિ કરવાથી જ ઓળખાતાં કે પ્રાપ્ત થતાં નથી. અમુક ધર્મ, દેવ કે ગુરૂ પ્રત્યે પૂજ્યભાવ રાખનાર અને સેવ્ય—સેવક ભાવનાથી સેવા કરનાર ધર્મી સમ્યક્ત્વી છે અને એમ બાહ્ય પૂજ્યભાવ કે સેવકભાવ નહિ ધરાવનાર મિથ્યાત્વી છે એમ માનવાની ભૂલ ન કરવી, કારણકે પૂજ્ય—પૂજક ભાવ ક્ષણિક, નાશવંત અને પરિણામે દ્વેષ—વૈરજનક છે અને તેટલા માટે જ એ વૃત્તિઓ તો ત્યજવાલાયક છે. પૂજ્યભાવના સંબંધી વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ મ્હારા તરફથી સંગ્રહિત થએલ 'વિશુદ્ધ—પ્રેમ—પ્રવાહિની'માં 'હૃદયોદ્‌ગાર' વાંચવો.

હું જરા બીજા વિષયપર આવીશ, અને તેમાં ખાસ કરીને બે બાબતોપર કહેવાનું છે. (૧) મ્હારાં કાવ્યો, જેનો આ પુસ્તકમાં સંગ્રહ છે તે સબંધી અને (૨) આ પુસ્તકની પ્રસ્તાવના ભાઈશ્રી હરજીવનદાસભાઇએ લખેલ છે તે સંબંધી.

શ્રી. હરજીવનભાઈની સાથે મ્હને કેટલોક વખત થયાં ઠીક ઠીક પરિચય છે. હું ત્હેમને કંઇક ઓળખી શક્યો છું. ત્હેમણે લખેલ પ્રસ્તાવના વિચારપૂર્વક લખેલ છે અને કાવ્યોને સ્હમજવા તેમણે ઠીક પ્રયત્ન

કર્યો છે, છતાં ત્હેમના પોતાના જ કહેવા મુજબ દરેક વ્યક્તિ પોતાના દૃષ્ટિબિન્દુથી સામાની-જગતની વસ્તુ-પદાર્થ માત્રને જૂએ છે, તેમ આ કાવ્યમાં પણ છે. જો મનુષ્ય સંપૂર્ણ રીતે બીજાના મનોવિચાર-યથાર્થ સ્વરૂપમાં સ્હમજતો હોય તો તે સર્વજ્ઞ કહેવાય, પણ તેમ થવામાં ઘણો સમય જોઈએ છીએ, ઘણા જન્માંતરો કરવા જોઈએ છીએ. શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢીયાર કે શ્રીયુત મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) જો હયાત હોત તો આ પ્રસ્તાવના વળી કોઈ બીજી રીતે જ લખાત, પણ તે તો આ કાવ્યસંગ્રહ છપાયા પહેલાં જ સ્વર્ગવાસી બન્યા, એટલે દીલગીર. શ્રી. હરજીવનદાસ અમુક કાવ્યમાં મેં દર્શાવેલા વિચારોથી કાંઈક અંશે ભિન્ન મત ધરાવે છે અને તે મતભિન્નતા તેમણે હિંમતથી દર્શાવી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અસહકારની વાત હો કે ખાદીની વાત હો, ગમે તે હો, પ્રત્યેક વસ્તુનું મૂલ્ય જૂદે જૂદે સમયે જૂદું જૂદું હોય છે. દેશમાં અમુક જાતનો દુરાચાર વધે કિંવા દેશનું પતન ચોક્કસ કારણોને જ લીધે થતું દેખાય ત્યારે તે દુરાચાર કે તે કારણોને નાબૂદ કરવા માટેનો ઉપદેશ દેશને અપાવો જોઈએ અને જેટલાં પ્રબળ તે દુરાચાર કિંવા પતનનાં કારણો હોય તેટલી પ્રબળતા તે વિષેના ઉપદેશમાં આણવી જ પડે. એવા ઉપદેશને 'લોકપ્રવાહ' કહેવા કરતાં 'યુગધર્મ' કહેવો એ વિશેષ સુઘટિત છે.

ખાદી માટે મ્હારો અતિ આગ્રહ હોવાનું બીજું મુખ્ય કારણ એ પણ છે કે વિદેશથી આવતા કે મીલમાં બનતા કાપડમાં હિંસાને સીધી રીતે સંપૂર્ણ ઉત્તેજન-સહાય મળે છે. એ હિંસાનાં કાર્યોને અટકાવવા બનતો પ્રયત્ન કરવો એ મ્હારી ફરજ છે. એ કર્તવ્યને જાણ્યા પછી જો હું એ કર્તવ્ય ન બજાવું તો હું કર્તવ્યભ્રષ્ટ, સાધુધર્મથી ભ્રષ્ટ થાઉં, માટે ખાદી માટે મ્હારે તો મ્હારાથી બનતું સઘળું કરી છૂટવું જ જોઇએ, અને એ જીવહિંસા અટકાવવાને બનતો પ્રયત્ન કરવા જતાં-સામાન્ય જનસમાજમાં ખાદીની મહત્તા સ્હમજાવવા જતાં કદાચ અજાણતાં કાંઈ અતિશયોક્તિ થઈ ગએલ હોય તો તે પણ ઠીક છે.

આદીની મહત્તા ગાવા જતાં કાંઈ અતિશયોક્તિ થઈ હોય તો તે ભલે થાય, એમ હું માનું છું; અને મ્હારી આ માન્યતા ઘણા કબૂલ કરશે જ એવી આશા છે.

'મોહમાયા'ના કાવ્ય સંબંધી શ્રી. હરજીવનભાઈ જે કાંઈ લખે છે તે યથાર્થ છે, અને ત્હેમનું કહેવું સંપૂર્ણ રીતે મ્હને માન્ય છે. હું પણ એ જ વિચારનો છું. માત્ર મ્હારો કહેવાનો આશય સ્ત્રીને નિંદવાનો નથી, પણ જગત્‌માં ઘણા અજ્ઞાન મનુષ્યો પોતાના દોષો–પોતાની ભૂલોને સુધારવાને–કાઢી નાંખવાને બદલે છુપાવી–દબાવી રાખે છે, અને તે ભૂલોને કોઇ સુંદર આકારમાં બ્હાર લાવી જગત્‌ને છેતરે છે. તે જ મુજબ પુરૂષમાં રહેલ મોહ–કામ વાંચ્છનાને જ્યારે પોતે દબાવી શકતો નથી પણ તે વાંચ્છનામાં પોતે ગાંડો બની જાય છે ત્યારે સ્ત્રીને નિમિત્ત બનાવી–ત્હેના બ્હાનાથી કુટુંબી જનો કે બીજા સાથે ક્લેશ તિરસ્કારાદિ કરે છે, અને પછી જેની સાથે ક્લેશાદિ થયાં હોય તે સ્ત્રીને નિંદે છે કે જેને નિમિત્તરૂપ બનાવેલ હોય છે. બાકી ખરી રીતે તો મનુષ્યને મોહની ઘેલછા જ મારે છે. મોહની ઘેલછા ગઈ એટલે પછી સ્ત્રીજાતિ હો કે પુરૂષજાતિ હો બન્ને એની દૃષ્ટિમાં તો સરખાં જ છે. વિશેષમાં મ્હારી એ પણ માન્યતા છે કે જેટલી હૃદયની સરળતા, કોમળતા અને અંતઃકરણની નિખાલસતા સ્ત્રીવર્ગમાં છે તેના પ્રમાણમાં પુરૂષવર્ગમાં ઘણી જ ઓછી છે. માત્ર સ્ત્રીવર્ગને યુક્તિ–પ્રયુક્તિઓથી પોતાના સરળતાદિ ગુણ જનસમાજને બતાવતાં નથી આવડતા, એટલે તે ગુણો હૃદયમાં જ ઘણી વખતે તેના પોતાનાથી અજ્ઞાતપણે રહે છે. જ્યારે પુરૂષવર્ગને દોષને ગુણરૂપે બતાવવાની કળા–યુક્તિ આવડે છે એટલે તે સ્ત્રીજાતિ કરતાં વધારે સારા છે એવું અંધજગત્‌ને બતાવી શકે છે. જ્ઞાની જગત્ તો સર્વ સ્હમજે છે. સ્ત્રીજાતિ પ્રત્યે જો હું તિરસ્કાર કરૂં તો મ્હારા પર જેનો અનંત ઉપકાર છે તેવી દયાળુ માતા–જનનીનો હું મહાન્ અપરાધી–નિંદક ઠરૂં. તે પાપ છોડવા માટે અનેક જન્મો લેવા પડે, એટલે એ વર્ગની નિંદા તો હું કરી જ ન શકું. માત્ર તેના નિમિત્તે

જેઓ પોતાની મોહની છાપ બહાર પ્રકટાવી રહ્યા છે તે નિમિત્તને જ–મોહને જ નિંદવાનો ભાવ છે, નિમિત્તરૂપ વસ્તુને નહિ. આ સંબંધી સ્ત્રી-જાતિ પ્રત્યેના મ્હારાં વિચારો "મ્હારી વીતક વાર્તા" એ નામથી લખેલ મ્હારી સામાજિક વાર્તામાંથી વાંચી લેવાની સર્વ કોઈને આગ્રહથી ભલામણ છે. તે વાર્તા વાંચવાથી વર્તમાનકાળે વિધવાની કેવી દુર્દશા થએલ છે તે પણ કાંઈક સ્હમજાશે.

શ્રી. હરજીવનભાઈએ પ્રસ્તાવના લખીને મ્હારા કાર્યમાં મ્હને અ-મૂલ્ય સહાય આપી છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. ત્હેમના અને મ્હારા કેટલાક વિચારો–માન્યતામાં મતભેદ છે, પણ તે મતભેદ હૃદયનો નથી–માત્ર વિચારોનો જ છેઃ સ્નેહમૂલક મતભેદ છે, નહિ કે દ્વેષમૂલક. આ કારણથી એ વિચારભેદ પણ આ પુસ્તકને દીપાવનારો છે એમ હું માનું છું.

સંવત ૧૯૭૩ ની સાલમાં મ્હારાથી સંગ્રહિત થએલ " વિશુદ્ધ-પ્રેમ–પ્રવાહિની " નામનું પ્રેમકાવ્યસંગ્રહનું પુસ્તક પ્રસિદ્ધ થયું છે, તે પુસ્તકપરથી કેટલાકોએ માની લીધું છે કે ' હું કવિ છું ! ' આવી માન્યતાવાળાના જોવામાં જ્યારે આ પુસ્તક આવશે ત્યારે તો તેઓ ચોક્કસ મ્હને કવિ તરીકેની કંઈ કંઇ ઉપમાઓ આપવા પ્રયત્ન કરશે, પણ તેમ કરવા જતાં તે પોતે જ પોતાને ઠગશે. એ પ્રસંગ ન આવે માટે મ્હારે મ્હારો બચાવ લખી કાઢવો એ મ્હને ઠીક લાગ્યું.

" વિશુદ્ધ–પ્રેમ–પ્રવાહિની " એ તો જુદા જુદા વિદ્વાન્ અને પ્રભાવ-શાળી કવિઓનાં કાવ્યોનો–તેમનાં હૃદયઝરણાંનો એકત્ર સંગ્રહ છે. એ કાવ્યસંગ્રહને જનસમાજે સારો આદર આપ્યો છે અને ઘણાઓને તો તે સંગ્રહ સહાયકરૂપ બનેલ છે. મ્હારી એ સામાન્ય મહેનતનું એટલું શુભ પરિણામ જોઈ મ્હને આનંદ થાય એ સ્વાભાવિક જ છે. પણ તેથી કાંઇ હું કવિ બની [illegible] નથી–બની જતો નથી.

એ ' વિશુદ્ધ–પ્રેમ–પ્રવાહિની ' [illegible] મ્હારા તરફથી કાવ્યનું પુસ્તક આ બીજું પ્રસિદ્ધ થાય છે, પણ આ કાવ્યસંગ્રહ એ જોકે બીજે ક્યાંયથી કે

બીજા કોઈનાં બનાવેલાં કાવ્યોરૂપ પુષ્પો વીણી લાવી સંગ્રહ કર્યો નથી, પણ મ્હારા હૃદયબગીચાનાં પુષ્પો છે કે જેવો બગીચો દરેકે દરેક આત્માની-દરેક મનુષ્યની પાસે છે, માત્ર તેને જોવો અને ખીલવવો જોઇએ. મ્હારા બગીચાનાં આ પુષ્પો છે તે ખરૂં છે પણ એ બગીચો હાલ તો એટલો બધો શુષ્ક અને કંગાળ છે કે તેમાંથી માત્ર કહેવાતાં પુષ્પો સિવાય નથી એમાં સૌન્દર્ય કે નથી એમાં સુગંધ; એટલે રસિક જનોને તો આ કહેવાતાં કાવ્યો ઉપયોગી બહુ જ ઓછાં થશે; બાકી જેઓ મ્હારા જેવી સમજશક્તિવાળા હશે તેવાઓને કદાચ-કાંઇક આનંદ-બે ઘડી આપનારા નીવડે તો તે બનવાજોગ છે, અને એમ થાય તોપણ મ્હને આનંદ થશે. હું સમજું છું કે કેટલેક સ્થળે તેમાં કાવ્યદોષ છે પણ તે દોષને સુધારી કાવ્યોને ઘાટીલાં કરવા માટે કોઈ સારા કારીગરની એરણ ઉપર તેને ઘડવા મોકલવાનું મને ગમ્યું નથી, તેથી જેવો ઘાટ મારાથી ઘડાયો તેવો ઘાટ મેં વાચકોની સમક્ષ રજુ કરી કૃતકૃત્યતા માની છે.

આ કાવ્યો કે આ 'વિચારાવતરણ' વાંચ્યા પછી કોઇને પણ સેવાધર્મ આદરવાની ઈચ્છા થશે, કોઈ પણ સ્નેહધર્મને સમજશે અને કોઇના પણ આત્માને થોડી વાર શાન્તિ થશે અને તેટલીએ મ્હારી સેવા પરોક્ષ રીતે પણ જો સ્વીકારાશે તો મ્હને હું અહોભાગ્ય માનીશ.

અનંત દયાળુ પરમાત્મા સર્વને સ્નેહમય બનાવી સુખી કરે એ જ અભ્યર્થના. ॐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

સુરત ભાદ્ર સુદિ પૂર્ણિમા શુક્રવાર }
વીર સં. ૨૪૫૦—વિ. સં. ૧૯૮૦ }

લિ.
જૈન મુનિ છોટાલાલજી.



# अनुक्रमणिका.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| વ્હાલા સેવા સ્વીકારશો ? ... ... ... ... | ૨ |
| અર્પણ ... ... ... ... ... ... | ૩ |
| શ્રી ગુરૂચરણે ... ... ... ... ... | ૪ |
| થોડુંક ... ... ... ... ... ... | ૫ |
| પ્રસ્તાવના ... ... ... ... ... ... | ૭ |
| વિચારાવતરણ ... ... ... ... ... | ૨૨ |
| અનુક્રમણિકા ... ... ... ... ... | ૩૫ |
| **શ્રી લઘુ-કાવ્ય-બત્રીસી.** | |
| (૧) બળ અર્પો ... ... ... ... ... | ૧ |
| (૨) પત્નીની પ્રાર્થના ... ... ... ... | ૩ |
| (૩) દેશી બન્ધુઓને ... ... ... ... | ૬ |
| (૪) વિદેશી વસ્ત્રો ... ... ... ... ... | ૭ |
| (૫) શા કામનું ? ... ... ... ... ... | ૯ |
| (૬) મોહ-માયા ... ... ... ... ... | ૧૦ |
| (૭) મનને ઉપદેશ ... ... ... ... ... | ૧૧ |
| (૮) તપાસી જો ... ... ... ... ... | ૧૩ |
| (૯) વિદાય ... ... ... ... ... ... | ૧૪ |
| (૧૦) દંભી ત્યાગીને ... ... ... ... ... | ૧૭ |
| (૧૧) વિધવાનો આર્ત નાદ ... ... ... ... | ૧૯ |
| (૧૨) સદા આનંદથી રહેવું ... ... ... ... | ૨૧ |
| (૧૩) બારણાં ઉઘાડાં રાખો ... ... ... ... | ૨૩ |
| (૧૪) પ્રભુને સંદેશ ... ... ... ... ... | ૨૪ |
| (૧૫) અભ્યર્થના ... ... ... ... ... | ૨૫ |
| (૧૬) વિનંતિ ... ... ... ... ... | ૨૭ |

(૧૭) મિત્રને ... ... ... ... ... ૨૮
(૧૮) ત્હારો ઉપકાર ... ... ... ... ... ૨૮
(૧૯) શાને ? ... ... ... ... ... ૩૦
(૨૦) પતિને પત્ર ... ... ... ... ... ૩૧
(૨૧) વિરહિણીની અરજી ... ... ... ... ૩૨
(૨૨) દિલનો દિલદાર... ... ... ... ... ૩૪
(૨૩) સ્નેહી જીવન ... ... ... ... ... ૩૫
(૨૪) પ્રેમના ચરણે ... ... ... ... ... ૩૬
(૨૫) ઠપકો... ... ... ... ... ... ૩૭
(૨૬) પસ્તાવું તે શાને ? ... ... ... ... ૩૮
(૨૭) ઘેલુડીને. ... ... ... ... ... ૩૯
(૨૮) હૃદયાઘાત ... ... ... ... ... ૪૦
(૨૯) એ પંથ ન્યારો ... ... ... ... ૪૧
(૩૦) અબોલા સ્નેહી પ્રત્યે ... ... ... ... ૪૨
(૩૧) સ્નેહીનો જવાબ ... ... ... ... ૪૪
(૩૨) સંદેશો ... ... ... ... ... ૪૫

## ઉપર લ્હાણુ.

ધૂળ પડી ... ... ... ... ... ... ૪૭
એ સ્નેહીમાં ધૂળ પડી ... ... ... ... ૪૮
કાંઇ નહિ ... ... ... ... ... ... ૪૯
એ નથી જોઇતું ... ... ... ... ... ૫૦
વ્હાલાને ... ... ... ... ... ... ૫૧
ના ત્યાગો ! ... ... ... ... ... ૫૨
સંતોની સેવા ... ... ... ... ... ૫૪
તે નાશ થશે ... ... ... ... ... ૫૫
સ્નેહીના સ્નેહ ... ... ... ... ... ૫૬
તાપીતટે ... ... ... ... ... ... ૫૭



# श्री लघु-काव्य-बत्रीसी.

[૧]

## बळ अर्पो.



( એક રાસનો રાગ )

આંતર બળને દેજો, ઓ તાતજી ! આંતર બળને દેજો !
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કાયરતા હરી લેજો ! ધ્રુવ.

૧

અતિ દુઃખે દુભાએલી, રડે છે મમ માત આ;
લૂછવા અશ્રુઓ ત્હેનાં, શક્તિહીન રહ્યો સદા:
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કાયરતા હરી લેજો !
આંતર બળને દેજો, ઓ તાતજી ! આં૦

૨

માતની મુક્તિને માટે, ભોગ હું ના દઈ શક્યો;
વિલાસે વૈભવે રાચી , ભૂલ્યો હું ઋણ માતનાં:
આંતર બળને દેજો, ઓ તાતજી ! આંતર બળને દેજો !
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કા૦

૩

જ્ઞાત અજ્ઞાત ભાવે હું પોષતો દ્રોહ માતનો;
પાપીના પોષણાર્થે હું અગ્રસ્થાને રહ્યો હતો:

કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કાયરતા હરી લેજો !
આંતર બળને દેજો, ઓ તાતજી ! આં૦

૪

ભૂખ ને દુઃખથી પીડ્યાં, બન્ધુ ને બ્હેન માહરાં;
રહ્યો હું શાંતિથી જોઈ, ચક્ષુએ નીર ના વહ્યાં :
આંતર બળને દેજો, ઓ તાતજી ! આંતર બળને દેજો !
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કા૦

૫

ભગિની ભ્રાત માતાની, લૂંટાતી લાજ દેખતાં;
રક્ષવા લાજ ! ઓ નાથ ! કલીબ[1] જેવો થઈ રહ્યો.
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કાયરતા હરી લેજો !
આંતર બળને દેજો, ઓ તાતજી ! આં૦

૬

પાપી ને પામરો પાસે, રંકની પેઠ યાચતો;
ભિક્ષામાં ટુકડા પામી, શ્વાન[2] સદૃશ નાચતો :
આંતર બળને દેજો, ઓ તાતજી ! આંતર બળને દેજો !
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કા૦

૭

દેવનું જે ક્રીડાસ્થાન, યમધામ થઈ રહ્યું;
છતાં ના આંખ ઉઘાડી, જોયું કે શું રહ્યું ? ગયું !
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કાયરતા હરી લેજો !
આંતર બળને દેજો, ઓ તાતજી ! આં૦

૮

કર્યું શું પાપ હું મ્હારાં ? દીનનાથ ! દયાળુ ઓ !
માત ને ભ્રાતદ્રોહીનું, ક્યાંએ સ્થાન રહ્યું નથી :

---

૧ કલીબ–નપુંસક. ૨ શ્વાન–કુતરો.

આંતર બળને દેજો, ઓ તાતજી ! આંતરબળને દેજો !
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કા૦

૯

મહાત્મા દૂત છે ત્હારો, આપે સંદેશ સત્ય તે;
અહંતા વૈભવી વૃત્તિ, તત્પર ત્યાગવા થયો :
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કાયરતા હરી લેજો !
આંતર બળને દેજો, ઓ તાતજી ! આં૦

૧૦

લોહના બંધ કે શસ્ત્રો બાંધે કાપે જ દેહને;
ભય ત્યાગી સમર્પું હું પ્રેમે સર્વસ્વ માતને :
આંતર બળને દેજો, ઓ તાતજી ! આંતર બળને દેજો !
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કા૦

૧૧

भिक्षां देहि લઘુ બોલે, બાલને બળ આપજો;
દેશ ને ધર્મની સર્વે, દુષ્ટતા, પ્રભુ ! કાપજો :
કાયરતા હરી લેજો, ઓ તાતજી ! કાયરતા હરી લેજો !
આંતર બળને દેજો, ઓ તાતજી ! આં૦

[૨]

## पत्नीनी प्रार्थना.



(એવા ગાંધી ગુજરાતે ઉતર્યા રે–એ રાગ)

૧

દેશ ડૂબ્યો બધો દુ:ખસાગરે રે,
ત્હમે તારવામાં કરો સ્હાય—
મ્હારા પ્રીતમ ! સુણો એક વિનતિ રે. ધ્રુવ૦

૨

સુખ વૈભવ સર્વે તુચ્છ છે રે,
નહિ આવે ભવાન્તરે સાથ. મ્હારા૦

૩

જીવન છતાં મરણ એનું જાણજો રે,
દીન દુઃખીનો ઝાલ્યો ન હાથ. મ્હારા૦

૪

વસ્ત્ર વિના રડે બ્હેન બંધુઓ રે,
લાધ્યો ડામચીએ શો ભાર ? મ્હારા૦

૫

નથી હીર ને ચીર હવે ઓઢવાં રે,
નથી જોઈતાં આભૂષણ સાર. મ્હારા૦

૬

મ્હારા લાખો બન્ધુને ના મળે રે,
પેટ પૂરૂં ખાવાને અન્ન. મ્હારા૦

૭

પકવાન્નો આ વિધવિધ જાતનાં રે,
ખાતાં લાજતું નથી શું મન ? મ્હારા૦

૮

કંઈ બ્હેન સુતા ને માતનીરે,
ધોળે દીએ લૂંટાયે લાજ. મ્હારા૦

૯

એ નજરે નિરાંતે નિહાળતાં રે,
હજુ આવ્યા નથી શું વાજ ? મ્હારા૦

૧૦
કંઈ દેશના સુપુત્રો જેલમાં રે,
દેશદુઃખે પડચા પીડાય. મ્હારા૦

૧૧
મ્હારા નાથ રહ્યા જેલ બારણે રે,
એ દેખીને મનડું દુભાય. મ્હારા૦

૧૨
બનો શૂરા સિપાઈ દેશના રે,
આપભોગ દઈ લ્યો સ્વરાજ્ય. મ્હારા૦

૧૩
મોહ માયા અમારાં મૂકીને રે,
દિલ ધરો દેશહિતનું કાજ. મ્હારા૦

૧૪
વ્હાલા ! ત્યાગો હવે મોહનિંદને રે,
ફરી સમય આવે નહિ હાથ. મ્હારા૦

૧૫
લઈ શસ્ત્ર અમૂલું અસહકારનું રે,
તોડો બંધ ગુલામીના નાથ ! મ્હારા૦

૧૬
જેણે ખોયો સમય આ પુણ્યને રે,
હતભાગી એ પૂર્ણ અભાગ. મ્હારા૦

૧૭
શિવ ચાહો ત્હમારૂં ને દેશનું રે,
લઘુ થઇને કરો ગૃહત્યાગ. મ્હારા૦



[૩]

# દેશી બન્ધુઓને.



(મરાઠી સાખી)

૧

દેશી તજી વિદેશી લીધું, દેશી બન્ધુ ભૂખે માર્યા;
દયા વિનાના દાનવ થઈને, માનવજીવન હાર્યા;
માર્યા હુન્નરને, તાર્યા નહીં દીન નરને. માર્યા૦

૨

અહિ[1] સમ આપ બનીને વ્હાલા ! સ્વજનને વણુસાડ્યા;
વાદી વિદેશી હાથ પડીને, ગુલામી કરંડ[2] પૂરાયા;
હરાવ્યા દામ બહુ, દુઃખની વાત હું શું જ કહું ? હરા૦

૩

ભૂખ્યા દુઃખ્યા બન્ધુ દેખી, હૃદય ન કેમ ચીરાતું ?
અન્ય ઉદરમાં પાટુ મારી, અન્ન કેમ ગળાતું ?
વાતું મ્હોટી કરી, શરમાતા શું નથી જરી ! વાતું૦

૪

પવિત્રતાનો ડોળ કરીને, ધર્મમંદિરે પેસો;
ચરબીવાળાં વસ્ત્રોથી તો, પવિત્રતા ક્યાં ? કહેશો ?
સહેશો સંકટને, નહિ દેવ દયાળુ બને. સહેશો૦

૫

દેશબન્ધુના દુઃખનો સ્હાયક, સુખી થયો કોણ કહેશો ?
રડવડતાની હાય લઇને, ભાર શું દુઃખનો વ્હેશો ?
જાશો ક્યાં ગબડી ? ઉંડા[1] ગર્તની માંહી પડી. જાશો૦

---

૧ અહિ–સર્પ. ૨ કરંડ–કરંડીયો, જેમાં સર્પને પૂરે છે તે.

૬

હિન્દુ મુસલમીન પારસી સર્વે, દેશ શરીર ઉપાંગો;
એક જ ચૈતન્ય તેમાં માની, ભેદભરમને ભાંગો;
સાંધો સ્નેહ સદા, વિપત્તિ જેથી નાવે કદા. સાંધો૦

૭

જૈન મુનિ લઘુલાલ તણી આ, દીનપણાની અરજી;
વિદેશી ત્યાગી દેશી ગ્રહો, જો-હોય સુખતણી મરજી;
ગરજી ક્યાંસુધી, બનશો ? શું નથી બુદ્ધિ ? ગરજી૦

---

[૪]

## विदेशी वस्त्रो.

(ગઝલ)

૧

ધરમથી ભ્રષ્ટ કરનારાં, ગુલામી દાન દેનારાં;
પશુના પ્રાણ હરનારાં, વિદેશી વસ્ત્ર છે, વ્હાલા !

૨

પડે જ્યાં રક્તનો છાંટો, અશુચિ માનતા ભારી;
ભર્યાં આ માંસ રક્તાથી, વિદેશી વસ્ત્ર છે, વ્હાલા !

૩

વખોડે ખાર્ડો તે પાપી, ભલે સંસારી કે ત્યાગી;
જીવનરસ લૂંટી લેનારાં, વિદેશી વસ્ત્ર છે, વ્હાલા !

---

૧ ગર્ત–ખાડો.

૪

હજારો બ્હેન બન્ધુઓ, મરે છે ભૂખદુઃખેથી;
દયાને દૂર કરનારાં, વિદેશી વસ્ત્ર છે, વ્હાલા !

૫

રહી અજ્ઞાનમાં અન્ધા, જરા ના મોહને ત્યાગો;
કમોતે મોત કરનારાં, વિદેશી વસ્ત્ર છે, વ્હાલા !

૬

હજારો રોગનાં ભરિયાં, અનીતિ પાપના દરિયા;
ધર્યે ભવસાગરે ફરિયા, વિદેશી વસ્ત્રથી, વ્હાલા !

૭

તમારાં દાન ને પુણ્યો, ત્હમારાં ધર્મ ને ધ્યાનો;
સહુનો નાશ કરનારાં, વિદેશી વસ્ત્ર છે, વ્હાલા !

૮

મરે છે બાળ યુવાનો, વિદેશી વસ્ત્રના યોગે;
હરાતું હિંદધન એથી, વિદેશી વસ્ત્રથી, વ્હાલા !

૯

નથી જ્યાં રૂચતી ખાદી, નફ્ટ એ હિન્દસંતાનો;
ભૂમિને મારતા ભારે, વિદેશી વસ્ત્રથી, વ્હાલા !

(૧૦)

મુનિ લબ્ધુલાલની શિક્ષા, ગ્રહી લ્યો દેશની દીક્ષા;
ત્યજી ઘો માગવી ભિક્ષા, વિદેશી વસ્ત્રની, વ્હાલા !



[૫]

# शा कामनुं ?



( હરિગીત )

૧

અન્ધા બની અભિમાનમાં અપમાન બહુ જનનાં કર્યાં,
વદી વેણ તિક્ષણ બાણ જેવાં દીનને દુખિયાં કર્યાં;
સત્કર્મ કંઈ સૂઝ્યું નહિ ચિન્તન કર્યું ધન ધામનું,
માનવ તરીકે અવતરી જીવન જીવ્યો શા કામનું ?

૨

નિજ સૌખ્ય અર્થે લૂંટતાં પરદુઃખ મનમાં ના ધર્યું,
પરસૌખ્ય અર્થે અર્પવાને લેશ ના કંઈ તેં કર્યું;
સ્હમજ્યો નહિ નિજ સ્વાર્થને શુભ કંઈ કર્યું ના નામનું,
માનવ તરીકે અવતરી જીવન જીવ્યો શા કામનું ?

૩

ત્યાગી થઈ તસ્કર[૧] બની શુભ ત્યાગનો ત્યાગ જ કર્યો;[૨]
વળી માન ઈર્ષા ને અદેખાઈતણો સંગ્રહ કર્યો;
જગ છેતરી માયા કરીને કામ કાઢ્યું કામનું,[૩]
માનવ તરીકે અવતરી જીવન જીવ્યો શા કામનું ?

૪

બહુ પ્રેમની વાતો કરી પણ વેર અંતરમાં ભર્યું,
આપી ક્ષમા નહિ એકને જીવન બધું ઝેર જ કર્યું;
નીતિ ત્યજી દઈને સદાએ કામ કીધું હરામનું,
માનવ તરીકે અવતરી જીવન જીવ્યો શા કામનું ?

---

૧ તસ્કર–ચોર. ૨ ત્યાગનો ત્યાગ, એટલે ગૃહસ્થાશ્રમ મૂકીને ત્યાગ સ્વીકાર્યો તે ત્યાગનો ત્યાગ કર્યો. ૩ કામ–મોહ–વિષય.

૫

કાળાં મટી ધોળાં થયાં પણ કામ કાળાં ના તજ્યો,
પ્રીતિથકી જગદીશને પળ એક પણ તું ના ભજ્યો;
એ નર નહિ નાદાન એથી હું વધારે શું કહું ?
લઘુ પામી માનવજન્મ આ જીવન જીવ્યો શા કામનું ?

[૬]

## मोह-माया.



( ઘેલુડી ઘેલી થા મા રે—એ રાગ. )

માયામાં મુંઝાણો રે, મૂરખ પ્રાણી,
પ્રભુપંથ કદિ નવ જાણ્યો રે. મૂરખ૦ ધ્રુવ.

૧

[1]રામાને રાજી કરવા, તું કંઈક બાજી ખેલે;
મનુભવને દરિયે બોળે રે. મૂરખ૦

૨

અનર્થો કંઈક કરતો, વામાને પાયે પડતો;
પાપે પિંડને ભરતો રે. મૂરખ૦

૩

નારીનો હુકમ થાતાં, તું હાથ જોડી રહેતો;
હાજી ! હા ! હાજી ! કહેતો રે. મૂરખ૦

૪

પ્યારીને કારણ તેં તો, કુટુંબી સહુને પીડયાં;
માતપિતા તરછોડયાં રે. મૂરખ૦

---

૧ રામા—સ્ત્રી.

૫

ઉંદરની માફક વ્હાલા ! મસ્તાન થઈને ડોલે;
શું રત્ન રાખમાં રોળે રે. મૂરખ૦

૬

જીવનનો અંત જાણી, પસ્તાવો પૂરણ થાશે;
મનડું બહુ મુંઝાશે રે. મૂરખ૦

૭

સમય અમૂલો આ તો મૂરખડા, શું ખોવે ?
કાદવમાં ચીર ધોવે રે. મૂરખ૦

૮

રટણ રામાનું મૂકી,—ને રામને તું ભજી લે;
સેવા સંતની કરી લે રે. મૂરખ૦

૯

ભવોભવનાં દુઃખડાં જાવે,—અવિચળ સુખડાં પાવે;
લઘુ ગુણ પ્રભુના ગાવે રે. મૂરખ૦

---

[૭]

## મનને ઉપદેશ.



(સોરઠ રાગ)

ગઈ ઉમર વીતી, મૂરખ મનવા ચેતને રે,
રહમજી સત્ય ધર્મને કર પરભવના વેંતને રે. ગઈ૦ ધ્રુવ.

૧

મણિસમ માનવજન્મ જ પામી, વ્યર્થ ગુમાવે શીદ હરામી ?
માની મારૂં કર પ્રભુશું કંઈ હેતને રે. ગઈ૦

૨

પાપ કરીને પોરષ[1] માણ્યો, પસ્તાવો મનમાં નવ આણ્યો,
ધરમ ન જાણ્યો સેવ્યા નહિં તેં સંતને રે. ગઇ૦

૩

પરપુદ્ગલમાં રાચ્યો પ્રાણી, આત્મતત્ત્વની વાત ન જાણી,
ક્લેશ વધાર્યો તાણી તેં બહુ તંતને રે. ગઇ૦

૪

અણુસમ પરના દોષ નિહાળ્યા, પર્વતસમ નિજ દોષ ન ભાળ્યા;
ગાયા નહિ તેં ગુણ કદિએ ગુણવંતના રે. ગઇ૦

૫

વિશુદ્ધ પ્રેમની વાતો કરતો, વિષયગર્તમાં ઉંડા પડતો;
મૂરખ થઇને નડતો સાચા સંતને રે. ગઇ૦

૬

ધન દારાને ધન્ય જ માન્યાં, વર્ષો સઘળાં વ્યર્થ ગુમાવ્યાં;
પુણ્ય ન વાવ્યાં પામી મનુભવ ખેતને રે. ગઇ૦

૭

કાળાં કર્મ ત્યજી દે મનડા, ઓચિંતા પકડી લે જમડા;
દમડા તનડા નહિ આવે સંઘાતમાં રે. ગઇ૦

૮

શિવસાધનમાં ચેત સવેળા, પાળ બાંધ તું પાણી પહેલાં;
લઘુ નહિ આવે વેળા આવી હાથમાં રે. ગઇ૦



૧ પોરપ—હપ—ઉત્સાહ.

[૮]

## તપાસી જો.



( દાસ પરે દયા લાવો રે—એ રાગ. )

પૂર્ણ તપાસી જો બંદા રે, અંતર ઉતરી,
પૂર્ણ તપાસી જો બંદા. ધ્રુવ.

૧

જ્યમ જ્યમ નવલા વર્ષે, તિથિ જન્મતણી થકી હરખે,
શ્રી પ્રભુપદ કાંઈ ચિત ધરશે રે. અંતર.

૨

લાયક કૃત્યો આ વારે, ગત વર્ષથકી શું વધારે ?
ધાઈ કીધ દીનની વ્હારે રે. અંતર.

૩

જીવિત સફળ શું કીધું ? કંઈ દાન દીનોને દીધું ?
સ્વાન્તર સ્હમજી શું લીધું રે ? અંતર.

૪

મિથ્યા મમતા તજી દઈને, શુભ લ્હાવ જીવનનો લઈને;
નાહક રકઝક તજી દઈને રે. અંતર.

૫

શિખ સાચી સ્હમજ બંદા તું, નહિ મોહપાશ પટકા તું;
ષડ્રિપુજીત શરણે જા તું રે. અંતર.

૬

છોડી દે ભેદ 'હું' 'તું' ના, સહુ 'ત્હારૂં' તું 'સહુનો' થા;
ચાણું ન તું આ ભૂલી જા રે. અંતર.

૭

લ્હા'વો શુભ માનવતનનો, સુણી દીનનાં આશીર્વચનો;
લઈ લે તું જશ જીવનનો રે. અંતર.

૮

જીતી બાજી કાં તું હારે, જો પરહિત કંઈ ન વિચારે;
લઘુલાલ ખ્યાલ કર પ્યારે રે. અંતર.

[૯]

## विदाय.



(વસંતતિલકા.)

૧

મિત્રો અને પ્રિય જનો સહુ સાંભળો હો !
શાન્તિ ધરી ચિતમહીં દિલની કથાને;
"પ્રારબ્ધ" આ જન સહુ કથતા જ જેને,
તે લેઈ જાય તહીં જાઉં તણાઈ પ્રેમે.

૨

શાન્તિ પમાય ગ્રહત્યાગથી જીંદગીની,
ને ચિત્તડું ત્રિવિધ તાપથકી વિરામે;
એવું સુણી, ત્યજી દીધાં પિતુ માત વ્હાલાં,
સેવા ત્યજી જગતણી શુભ હિતકારી.

૩

ત્યાગીતણા જીવનનાં બહુ વર્ષ ગાળ્યાં,
ભાળ્યા નહિ સરલ સંત જ એક મ્હેં તો;

નટો સમા વિવિધ ખેલ ભજાવનારા,
માયા કરી ખલકને ખૂબ ચૂસનારા.

૪

[1]લોકેષણાની અતિ લાલચ સંતમાંહી,
ત્યાગી શકે ન જગની કિરતિ જરાએ;
એ કીર્તિ માટ કરતા બહુએ અનર્થો,
જાણે મનુજીવનની ઘડી ધન્ય એ તો.

૫

ભૂલો મહાન નિજની કરી દંભ ઢાંકે,
ગુણીશિરે અણહુતાં બહુ આળ આપે;
વાડા વધારી ઠગતા જગને બિચારા,
દ્વેષાદિ બીજ ઠવીને વિષવેલી રોપે.

૬

ઉચ્ચાસનેથી કથતા બહુ પ્રેમપાઠો,
ના પ્રેમ અંશ નિજ ઉર ધરે જરાએ;
સંસારીઓ વિવિધ દુઃખની શાન્તિ અર્થે,
આવે તથાપિ પડતું ઘૃત વન્હિ માંહી.

૭

કોઈ લડે ઉંચ અને નિચ આસનાર્થે,
શબ્દાર્થના વમળમાં બહુ બૂડી જાતા;
દુરાગ્રહેથી નિજ ધર્મથી ભ્રષ્ટ થાતા,
કામાદિના કીચડમાં મદમસ્ત રહેતા.

---

૧ લોકેષણા—જનસમાજની કીર્તિ.

૮

સંસારીનાં તન અને ધન લૂંટી લેવા,
યુક્તિ અનેક કરતાં નહિ ખેદ ધારે;
દેખાય હેમ પણ પત્થરથી નકામા,
સેવ્યા અહો ! જગતના બહુ સંત એવા.

૯

જે સંતદર્શનથકી નયનો ન ધ્રાપે,[1]
સંસારના ત્રિવિધ તાપ બધા વિરામે;
આ ખલ્કમાંહિય હશે કંઈ રત્નરૂપે,
પ્રારબ્ધહીન સુજને નવ એક લાધ્યા.

૧૦

કષ્ટો સહ્યાં વ્રત કરી બહુ દેહ તાપ્યો,
વેઠયાં અનેક દુઃખને ચિતશાન્તિ અર્થે;
ના લેશ આત્મસુખ વા નહિ શાન્તિ પામ્યો,
આયુ વીતાવ્યું અમથું જડવાદ જામ્યો.

૧૧

આવી ઉપાધિ ત્યજી જંગલમાં રહેવું,
ને સુખદુઃખ મળતાં સમભાવ સ્હેવું;

> ચલો સખી ઉન દેશમેં, જહાં ન અપનો કોઈ;
> માટી ભખે જનાવરા, મૂઆ ન રૂએ કોઈ.

વૃક્ષોતણા સમૂહમાં સરિતા વહે જ્યાં,
નિર્દોષ પક્ષીગણ જ્યાં પ્રભુગીત ગાતાં.

૧૨

લેઈ વિદાય તમ પાસથી એ જ યાચું,
શાન્તિ ધરો હૃદયમાં નહિ રોષ ધારો;

---

૧ ધ્રાપે–સંતોષાય–તૃપ્ત થાય.

દોષો અનેક ભરિયા મુજમાં નિહાળી,
આ બાળ ઉપર ધરો કરૂણા ત્હમે સૌ.

૧૩

કો દી ચ્હડું સ્મરણમાં કદિ કર્મયોગે,
મૃત્યું ગણી મુજ તણું નહિ અશ્રુ ઢાળો;
જાવું જરૂર જગથી નહિ ફેર એમાં,
કહે છે 'કલાપી' જગને પણ એ જ તત્ત્વઃ

૧૪

" રે ભાઈ ! આખર બધાય મરી જવાનાં,
લેતું ન મૃત્યુ વળી આપણુ એકલાનેઃ "
જો સત્ય આ જીવનનું સ્હમજાય છે તો,
શોકાગ્નિથી હ્રુદયને નહિ દાહ દેજો.

---

[૧૦]

## दंभी त्यागीने.



( ગઝલ )

૧

પ્રભુનો માર્ગ પામીને, ભુલ્યો ભવસિન્ધુની માંહી;
વૃથા આ જન્મ હાર્યો તું, ફરી નહિ જોગ મળવાનો.

૨

જગતની કીર્તિને અર્થે, રમ્યો પરપંચ-મયદાને;
બનીને બગરૂપે વ્હાલા ! ઠગાયો તું ઠગી જગને.

૩

મહાત્મા રૂપ ધારીને, કર્યાં દૌરાત્મ્યનાં કામો;
બનીને મોહમાં અંધો, ભુલ્યો પુનિત પ્રભુધામો.

૪

ચડી બેસે કદી વાયસ[1], ભલે દેવળ તણી ટોચે;
છતાં સહુ કાગડો કહેશે, નથી એ હંસ બનવાનો.

૫

ભલે વનરાજનું[2] ચર્મ, ધરી ગર્દભ ફુલાયે પણ—
મટી રાસભ કદી એ તો, નથી મૃગરાજ બનવાનો.

૬

ફસાવી કંઇકને ફંદે, બણુચકને કર્યા ચેલા;
પડ્યો આંતર ગુરૂપદથી, લીધું ગુરુપદ ભવોભવનું.

૭

ગણાયો નાવ રૂપે તું, વજન પાષણુથી ભારે!
રહે જે આશ્રયે ત્હારે, ઉંડા જળમાં બુડી મરતા.

૮

શિયળ ને સત્યની વાતો, સભામાં જોરથી કથતો;
કરી એ બેયનાં ખૂનો, મૂરખ! મનમાંહીં મલકાતો.

૯

દયા ને પ્રેમની ખૂબી, મધુરી વાણીથી બોલે,
હ્રદયમાં છાંટ ના દીઠી, મનુભવ નાવને બોળે.

૧૦

અરે મૂરખ! જરા તો જો, બને અન્ધો વૃથા શાને?
લઇ શિર પાપનો બોજો, કમોતે તું મરે શાને?

---

૧ વાયસ—કાગડો. ૨ વનરાજ—સિંહ.

૧૧

ભલેને હાલ ફૂલાયે, અને કર મોજ મનમાની;
પરન્તુ ઢેલડીના તો, ચરણ[1] દિન ચાર છે રાતા.

૧૨

વહેશે આંખથી અશ્રુ હૃદયના ટૂકડા થાશે;
જીવનનો અન્ત જાણીને, મનોવ્યાધિ મહા થાશે.

૧૩

ખરા ત્યાગી કે જ્ઞાનીનું, મરણ સુખરૂપ થાયે છે;
ઘસીને હાથ ને ચરણો, મૂરખ દંભી મરાયે છે.

૧૪

મૂકી દે દંભની વૃત્તિ, ખરો ત્યાગી બની જા તું;
બની લઘુ કર્મથી વ્હાલા! પરમ જ્યોતે ભળી જા તું.

[૧૧]

## विधवानो आर्तनाद.



(હરિગીત)

૧

માનવજીવનની ધન્યતા શાસ્ત્રો અને જ્ઞાની કથે,
તે ધન્યતા નરને હશે પણ નારીને તેવું નથી;
કુદરત અને જગત તાતના પણ તાત બનવા ઇચ્છતા,
મદમસ્ત એવા અંધ નર તે સ્વાર્થ માંહી ઘોરતા.

૨

"નર જાત સુખી હશે અહીં કદિ મ્હાલતી સ્વચ્છંદથી,
"પણ નારીને રોવા વિના નહિ કર્મમાં બીજું કંઈ:"

---

૧ ચરણ–પગ.

સંપૂર્ણતઃ શુભ સત્ય છે એ કથન "ગોવર્ધન" તણું..
ને નરતણી નિષ્ઠુરતાને હું વધારે શું ભણું ?

૩

પતિદેવનાં દર્શન કરી મમ નેત્ર કંઈ ઠાર્યાં નથી,
શુચિ સ્નેહભીની વાણીનો કો શબ્દ પણ સુણ્યો નથી;
અપરાધ મ્હારો એ જ કે મ્હેં સ્પર્શ તે કરનો કર્યો,
વૈધવ્ય કેરો દંડ આ પ્રાણાંત સુધીનો મળ્યો.

૪

ગાત્રો ગળ્યાં શક્તિ ગઈ ને દંડ કરમાંહી ગ્રહ્યો,
વનિતા વળાવી કંઈક પણ મનવેગને કંઈ ના દમ્યો;
પુત્રો અને પુત્રીતણું યદિ જૂથ હોયે, તોય હા !
સેવાતણું બ્હાનું કરી ડરગા[1] કંઈ ઘોડે ચડે !

૫

નથી જ્ઞાન કે કંઈ ભાવના સંસારના સુખત્યાગની,
લાધે પરાણે ભાર અમપર ત્યાગનો અંધા બની;
યોદ્ધા અનેક હઠી જતા જે યુદ્ધના મેદાનથી,
તે યુદ્ધના મેદાનમાં નિઃસત્ત્વ શું અમથી બને ?!

૬

શામાટ આ દુનિયા મહીં દાવાનળો સળગે નહિ ?
સુખ સર્વ શાને હોય, આ પક્ષાંધ નરજાતે કહિ ?
સુખ આપતાં સુખ પામીએ, દુઃખ આપતાં દુઃખ છે સદા,
માનો ન માનો તોય પણ એ અચળ નિયમ સર્વદા.

૭

સુખ આપતા કરૂણા કરી નિઃસત્વ ખોડાં ઢોરને,
અમ જાતપર એથીય ઓછી ના દયા ત્હમને રહે !

---

૧ ઘરડા.

ભીંડા બનો ભાઇ તણા લઘુ યાદ મનમાં રાખજો,
એમ હાથથી જગતાત ત્હમને દુઃખમાં રોળાવશે !

[૧૨]

## सदा आनंदथी रहेवुं.



( ગઝલ )

૧

પૂર્વનાં પુણ્યના યોગે, અમૂલો જન્મ આ પામી;
પ્રભુને ભેટવા ભાવે, સદા આનંદથી રહેવું.

૨

મળે કદિ રાજ્યના વૈભવ, અને વળી માન ઇલ્કાબો;
ગર્વથી ના છકી જાવું, સદા આનંદથી રહેવું.

૩

ભલે હો છત્ર કે ચામર, અને નિશાન કે ડંકા;
કદિ ના જોઈ ફૂલાવું, સદા આનંદથી રહેવું.

૪

પિતા માતા અને નારી, મળ્યાં જે સ્નેહી કૌટુંબી;
સહુથી સંપ રાખીને, સદા આનંદથી રહેવું.

૫

કદાચિત્ કર્મના યોગે, બધી સંપત્ ઉડી જાયે;
નહિ કંઈ શોક કરવો ને, સદા આનંદથી રહેવું.

૬

સુખોની સર્વ આશાઓ કદિ નિષ્ફળ બધી જાયે;
પ્રભુની એહ મરજી છે, ગણી આનંદથી રહેવું.

૭

હતા જે પ્રાણુથી પ્યારા, થયા તે સર્વથા ન્યારા;
નહીં સંભારીને રડવું, સદા આનંદથી રહેવું.

૮

વિવિધ પકવાન્ન જમતા જે, નથી કંઈ ભાખરી મળતી;
દશા એવી કદી થાયે, છતાં આનંદથી રહેવું.

૯

ઝળકતાં વસ્ત્ર પહેરીને, શરીર શોભાવતા ભારી;
નથી તન ઢાંકવા આજે, છતાં આનંદથી રહેવું.

૧૦

હજારો દાનમાં દીધા, નથી આજે પઈ પાસે;
ગનીમત એહ પણ માની, સદા આનંદથી રહેવું.

૧૧

જરા–વ્યાધિથી તન અટક્યું, સંબંધીઓ ત્યજી ચાલ્યા;
રહ્યા અસહાય એકાકી, સદા આનંદથી રહેવું.

૧૨

હતા બહુ સેવકો હાજર, ન આજે પાણી પાનારૂં;
સમયની એ બલીહારી,–ગણી આનંદથી રહેવું.

૧૩

કદી ભૂપાળ સન્માને, કદી અપમાનતું તુચ્છ કો;
ગણી એ જગત્‌ની માયા, સદા આનંદથી રહેવું.

૧૪

સુણી સ્તુતિ ન ફૂલાવું, નહીં નિંદાથી ગભરાવું;
ગણી પરભાવ એ બેને, સદા આનંદથી રહેવું.

૧૫

નથી સાથે લઈ આવ્યા, નથી સાથે લઈ જાવું;
પડયું રહેશે બધું આહીં, સદા આનંદથી રહેવું.

૧૬

ત્યજી દરકાર દુનિયાની, કરી દરકાર આત્માની;
મુનિ લઘુલાલજી ત્હારે, સદાએ મસ્ત થઈ રહેવું.

[૧૩]

## बारणां उघाडां राखो.



( ઓધવજીના સંદેશાનો રાગ. )

૧

અન્તરનાં ઊઘાડાં રાખો બારણું;
સ્નેહી પામે આવી જ્યાં વિરામ જો;
નાકારો ના મુખડાથી ભણશો ત્હમે,
નાકારેથી ઉડી જશે આરામ જો:
અન્તરનાં ઊઘાડાં રાખો બારણું.

૨

લૂણ વિનાનું ભોજન સર્વે તુચ્છ છે,
સ્નેહ વિનાનું માનવજીવન એમ જો;
ચન્દ્રતણા ઉદ્યોતે સાગર ઊછળે,
સ્નેહી દેખી સ્નેહીનાં ઉર ત્હેમ જો:
અન્તરનાં ઊઘાડાં રાખો બારણું.

૩

નન્દનવનશાં સ્નેહીનાં ઉરઆંગણાં,
ખીલ્યાં ત્હેમાં કુસુમો કંઈ રસદાર જો;
પ્રેમપરાગે મધુકર કંઈ ત્યાં ગુંજતા,
ભૂલી દુઃખો પામે શાન્તિ અપાર જો:
અન્તરનાં ઊઘાડાં રાખો બારણું.

૪

મારગ ભૂલ્યા આવ્યા કંઈ તુજ આંગણે,
લેવા શાન્તિ–પ્રભુનો કંઇ પરસાદ જો;
લોકૈષણાના લોભે જેને ત્યાગિયા,
આદરજો જગ ટાળી ભય અપવાદ જો:
અન્તરનાં ઊઘાડાં રાખો બારણાં.

૫

પૂજા, પાઠો, તપ, જપ, વ્રત બહુ આદરો,
સ્નેહ વિનાનાં જાણો સઘળાં ફોક જો;
શિવ સ્વરૂપે ઠરવા જો ઇચ્છા કરો,
લઘુ થઈ સેવો જગનાં દુઃખિયાં લોક જો:
અન્તરનાં ઊઘાડાં રાખો બારણાં.

---

[૧૪]

## પ્રભુને સન્દેશ.



(આટલો સંદેશો મ્હારા ગુરૂજીને કહેજો—એ રાગ)

આટલો સંદેશો મ્હારા પ્રભુજીને હોજો,
જે રહ્યા છે સર્વમાં રાચી. સંદેશો૦ ધ્રુવ.

૧

અલગ રહીને આપ એક દેખાયે રે,
કળા અજબ ત્હારી ન્યારી. સંદેશો૦

૨

પોથાપંડિતો ત્હારૂં સ્વરૂપ ન જાણે રે,
વાદવિવાદે રહ્યા રાચી. સંદેશો૦

૩

દ્રવ્ય ઘણું ઘર ભૂમિની માંહી,
છતાં એ શેઠ ભિખારી. સંદેશો૦

૪

મહિપતિ થઇને ભલા ભીખ જ માગે,
આશ્ચર્ય એ મુજને લાગે. સંદેશો૦

૫

પુણ્ય ને પાપ કે સુખદુઃખોનું રે,
સ્નાન સૂતક નથી મ્હારે. સંદેશો૦

૬

ત્હારામાં હું છું તું તો મુજમાં સમાયો રે,
ભેદદૃષ્ટિથી ભેદ લાગે. સંદેશો૦

૭

લઘુને હું-તુંમાં કાંઈ ભેદ ન લાગે રે,
જગત ભલે ભીખ માગે. સંદેશો૦

[૧૫]

## अभ्यर्थना.



(એક રાસનો રાગ)

ના બેલી થાજો, ઓ તાતજી ! દીનના બેલી થાજો:
ની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની વ્હારે ધાજો. ધ્રુવ.

૧

હણાઈ શક્તિઓ મ્હારી, કુવિચારે સદા, પ્રભુ !
મુંઝાયો છું ડૂભાયો છું, માર્ગ કો જડતો નથી:

રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની વ્હારે ધાજો,
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના૦

૨

ભવાબ્ધિમાં પડ્યો હું તો, મોહના વમળો નડે,
દિશાઓ ભૂળ ભૂલાઈ, સૂઝ ના કંઇએ પડે:
દીનના બેલી થાજો, ઓ તાતજી! દીનના બેલી થાજો;
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની૦

૩

અનુજ્ઞા તાહરી તાત, એકે છે પાળી મ્હેં નહિ,
ભુલાયો છું મહાપાપી,–ત્હારી યાદથકી, પ્રભુ !
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની વ્હારે ધાજો;
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના૦

૪

મહાત્મા વેશ ધારીને, કર્યા છે કામ દુષ્ટનાં,
ઠગાયો છું ઠગી બીજા, ઉછેદ્યાં મૂળ સુખનાં:
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના બેલી થાજો;
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની૦

૫

અન્ધારે આથડું હું તો, દીવ્ય જ્યોતિ દીયો, પ્રભુ !
સત્ય ને ન્યાયને પન્થે, વાળજો વૃત્તિઓ, વિભુ !
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની વ્હારે ધાજો:
દીનના બેલી થાજો, ઓ તાતજી ! દીનના૦

૬

શરણાગતને તારો, મ્હોટાની રીત એહ છે,
પગે પડ્યો લઘુ ત્હારે, ત્હેને ના કદિ ભૂલશો:

દીનના બેલી થાજો, ઓ તાતજી દીનના બેલી થાજો;
રંકની વ્હારે ધાજો, ઓ તાતજી ! રંકની૦

---

[૧૬]

## વિનંતિ.

(ગઝલ)

૧

દયાળુ ને કૃપાળુ તું, પ્રભુ ! જો નામ ધારે છે;
વિરહની આ વ્યથા આપી, હૃદયને કાં વિદારે છે ?

૨

કદિ જો કોપની દૃષ્ટિ, કરે મુજ દોષ દેખીને;
ભલે ઉન્મૂલ કરી દેજે, સુખોની સર્વ આશાઓ.

૩

રહું ધન ધામથી હીણો, કરૂં ભિક્ષાન્નથી પોષણ;
સહું એ સર્વ સંકટને, કરૂં ના ઝીક કંઈ તેની.

૪

તથાપિ એટલું યાચું, ન દેજે એક તું શિક્ષા,
વિરહની ના વ્યથા આપે, ચહું છું એટલી ભિક્ષા.

૫

જગતનાં દુ:ખ લેઇને, મૂકો જો એક પલ્લામાં;
વિરહના દુ:ખની તુલ્યે, નહિ આવે, નહિ આવે.

૬

રડીને એ જ ઇચ્છું છું, દયાળુ દેવની આગે;
વિરહ દેતાં મરણ દેજો, લઘુને દુ:ખ ના લાગે.

---

[૧૭]

## मित्रने.



(હરિગીત)

૧

સત્સ્નેહની વાતો બહુ કથનારને જોયા હશે,
પડીને કદિ તે પાશમાં દુઃખ દર્દને વેઠયાં હશે;
તેથી કદિ મન એમ પણ પોકાર તો કરતું હશેઃ
"સત્સ્નેહીઓ જગ ના મળે દુઃસ્નેહીઓ જગમાં વસે."

૨

જે દૂધથી દાઝયો હશે તે છાશ પણ ફૂંકી પીએ,
એ ન્યાયથી સત્સ્નેહની આશા કદિ તૂટી હશે!
સત્સ્નેહીઓથી જગત્ આ વંચિત કદિ થયું છે નહિ,
જો હૃદય હોયે હાથ તો એ શોધતાં બહુએ મળે.

૩

પોતાતણું અર્પણ કરી માને સદા કૃતકૃત્યતા,
મરણાંતસુધી એહને બદલાતણી આશા નહિ;
સ્રી પુરૂષ એવાં અવનિમાં આ આંખથી જોયાં ખરાં,
લઘુ હોય જેવા તેહને તેવા મળે છે સર્વદા.

---

[૧૮]

## त्हारो उपकार.



( ગઝલ )

૧

કલાપી બાલ પંડયાનાં, સુધાસમ પ્રેમનાં ગીતો;
અતિ ઉત્સુકતા રાખી, ભરી ભરી જામ હું પીતો.

૨

કથ્યાં મ્હેં પ્રેમનાં કથનો, લખ્યાં છે સ્નેહનાં સ્વપ્નો;
મનાયો પ્રેમપંથી હું, હૃદયરસ ત્હોય ના ઉપન્યો.

૩

નથી ત્હેં પ્રેમનાં કાવ્યો, અને કીતાબ કંઈ વાંચી;
તથા રસ ઉર છલકાતું, જીવન બસ પ્રેમમય જાતું.

૪

નયન તુજ પ્રેમરસભીનાં, હૃદય તો સ્નેહનું ઝરણું;
અધરઅમૃતતણું પ્યાલું, ભર્યું છે એમ મ્હેં જાણ્યું.

૫

ખરેખર પ્રેમની પુતળી, મધુરી આજ મ્હેં દીઠી;
થયો સંતુષ્ટ દર્શનથી, બુઝાઈ દિલની અંગીઠી;

૬

મનઃ વાણી અને વર્તન, બધુંએ સ્નેહમય દીઠું;
કૃતારથ તું મળી જેથી, વધુ શું એહથી મીઠું ?

૭

કીતાબો પ્રેમની વાંચી, રહેલો પ્રેમ રસનાએ,
મિલન વ્હાલી ત્હમારાથી, નસે નસ માંહીં છવરાએ.

૮

કરીને વાસ કાયમનો, અતિ ઉંડાણમાં પેઠો;
મધુરી શી મજા આપે ! અરે ! એ સ્થિર થઈ બેઠો.

૯

અહા ! એ પ્રેમને પ્યારી, નિભાવજો નેક નિષ્ઠાથી;
જુગાંતર થઈ જતાંએ પણ, જવા દેશો ન દિલમાંથી.

૧૦

પસારી બાહુને પ્રેમે, પ્રણયની વસ્તુને ભેટું;
જીવીશ હું એહ આધારે, મરીશ રજ જો થશે છેટું.

૧૧

બધા વૈભવવશે વ્હાલે, બીજે કંઈ ચિત્ત ના દેજો;
અરે ! કિરતાર કરૂણાળુ કને માગી લઘુ લેજો.

[૧૯]

## શાને ?



( ગઝલ )

૧

જીગર સાથે જીગર જોડી, સતાવે તું મ્હને શાને ?
યદિ જો વાંક કંઈ હોયે, કરે ના માફ તો શાને ?

૨

ત્યજી છે પાશવી વૃત્તિ, નથી કંઈ સ્વાર્થની ઈચ્છા;
છતાં આ રૂષણું લેઈ, રીબાવે તું મ્હને શાને ?

૩

પ્રભુને સાક્ષીમાં રાખી, પ્રણયના કોલ કંઈ દીધા;
ભૂલી એ પ્રેમને આજે, રીબાવે તું મ્હને શાને ?

૪

સમયસરિતા વહી જાશે, અને જૂદાં પડી જઈશું;
હૃદયના મર્મ ચીરાશે, છતાં રીબાવશું શાને ?

૫

ફરીને ભેટશું ત્યારે, થશે જો ઇશની ઇચ્છા;
પરન્તુ આ સમયનો તો, કરે છે ત્યાગ તું શાને ?

૬

અશ્રદ્ધા નાણુ તું મુજમાં, નથી મુજને જરા તુજમાં;
હૃદયદ્વય એક રૂપે છે, છતાં રીબાવ તું શાને ?

૭

લઘુ મધુકર ચરણુકમળે, રહે તુજમાં સદા ગુંજી;
પ્રણયરસની મધુર ખુશબો, દઈ સંતુષ્ટ તું કરને.

---

[૨૦]

## પતિને પત્ર.

( હરિગીત )

૧

શોદને સતાવો નાથજી ? આ રંક અબળા આપની !
વદાને પ્રણયનું વેણુલું શાન્તિ કરો પરિતાપની;
નથી જાણુતી જગના પિતા, કિરતાર કે કો અન્યને,
માનું સહુ તુજમાં પ્રભુ ! પ્રિય પ્રાણુના આધારને.

૨

રહીં દૂર દેશાન્તર, પ્રભુ ! માણો સદા બહુ મોજને,
મિત્રોતણા મંડળ મહીં ફરતા હશો ગુલતાન થઇ;
લોકોતણું કે'વત સુણ્યું કે, " ઘર મૂક્યું દુઃખ વિસર્યો, "
એ કિંવદન્તીને ત્હમે સાચી ઠરાવી, નાથજી !

૩

ત્હમને ભલે શાન્તિ સદા સંતોષ કે આનંદ હો,
પણ નાથવિરહે દાસીની આ હીન દશાને તો જુઓ !
મનડું બહુ મુંઝાય છે ને જીવવું ગમતું નથી,
આશા તજી,-પ્રિય ! આપની મરવુંય પણ ગમતું નથી.

૪

મ્હારા અને વળી આપના વડીલોતણા સહુ સાથમાં,
આપે સ્વીકારી છે, પ્રભુ ! દઈ કોલને અર્ધાંગના;
વચનો દઈ પલટાય જે આ ખલ્ક તેને શું કહે ?
વિચારજો, ઓ નાથજી ! વધુ શું કહું હું આપને ?

૫

બળતા જીગરથી બોલતાં કદિ વિનય ના સચવાય તો,
નહિ રોષ મનમાં આણજો ને સ્નેહને વર્ષાવજો;
ફરિયાદ મ્હારી આપના વિણ અન્ય કો સુણનાર ના,
વેગે પધારી, નાથજી ! લઘુ દુઃખ કાપો દાસીનાં.

---

[૨૧]

## विरहिणीनी अर्जी.



( હરિગીત )

૧

હે નાથ ! તમ દાસીતણી આ અર્જ દિલમાં ધારજો,
કંઈ રહેમ ઉરમાં લાવીને આ વિરહવહ્નિ શમાવજો;
શામાટ રીસાયા ? પ્રભો ! કંઈ દોષ આ અબળાતણો-
યદિ હોય તો વિસારીને શુચિ સ્નેહ સ્મરજો આપણો.

૨

પ્રભુ ! આપના વિયોગથી આ જીવન મૃત્યુ તુલ્ય છે,
સન્માન ને શુભ કીર્તિ એ તો જગતની જંજીર છે;
વૈભવ અને સુખ સર્વ એમાંનું કંઈ હો ના ભલે,
ભિક્ષાન્નથી પોષણ છતાં, પ્રભુ ! આપ સંગે સ્વર્ગ છે.

૩

બહુ લોકના અપમાનથી અપકીર્તિથી હું ના ડરૂં,
મુજ દેહ આ વ્યાધિથકી પીડાય તદપિ ના રડું;
દુઃસહ યદિ દુઃખ હોય તોપણ શાન્ત ચિત્તથકી સહું,
જો આપ અંકે વાસ હોયે દીન આ દાસીતણો.

૪

બહુ પ્રેમના પાઠો પઢાવ્યા ને હૃદય ઉન્નત કર્યું,
'સ્હેતાં' અને 'સ્હાતાં' શિખાડી જીવનમાં અમૃત ભર્યું;
વ્યવહારનું જીવન બધું સુખમય, પ્રભુ ! આપે કર્યું,
પણ આપના સંસર્ગ વિણ મુજને નહિ કાંઈ કામનું.

૫

પહેલાં બતાવ્યો પ્રેમ ને રડતી મૂકી પછી એકલી,
ઉતારીને ઉંડે કુવે, પ્રભુ ! કાપી આપે દોરડી;
શું રંગ એહ પતંગનો આપે બતાવ્યો પ્રેમનો ?
ઓ નાથ ! ત્હમને ના ઘટે, બાંહ્યે ગ્રહ્યાની લાજ છે.

૬

રે રે ! સહ્યું જાતું નથી વિયોગનું દુઃખ દોહ્યલું,
અશ્રુતણાં કંઈ વ્હેન સૂક્યાં બોલવું કંઈ ના રહ્યું;
કંઈ હોય કરૂણા, નાથજી ! તો હૃદયમંદિર આવજો,
ને પ્રેમભીના સ્વથકી આ દાસીને આશ્વાસજો.

૭

હા ! પુનિત પૂરણ પ્રેમનો જો શબ્દ એક જ સાંભળું,
તો આધિ ને વ્યાધિતણાં દુઃખ સર્વ ભૂલી જાઉં હું;
કંઈ પ્રેમ અમૃત પામતાં લઘુ આપ અંકે પોઢતા,
મૃત્યુ બને કદિ માહરૂં સદ્ભાગ્ય શું એથી વધુ ?

---

[૨૨]

## दिलनो दिलदार.



(શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો,–એ રાગ)

મ્હારા દિલનો દિલદાર અહીં આવી ગયો,
આવી ગયો, પ્રેમ પાઈ ગયો. મ્હારા. ધ્રુ૦

૧

(સાખી) પાયો પ્યાલો પ્રેમનો, પિયૂષરસ છલકંત,
મૃત્યુથકી આળસાવીને, જીવન અમર કરંતઃ
મ્હારા મનમાંથી ભેદભાવ ટાળતો ગયો, ટાળતો૦ પ્રેમ પાઈ૦

૨

(સાખી) લૂંટયું સર્વે માહરૂં “હું” પ્રણાતણું હીર,
જડતાને જડ મૂળથી, કાંઢી કાઢી દૂરઃ
માન ને મમત્વને એ મારતો ગયો, મારતો૦ પ્રેમ પાઈ૦

૩

(સાખી) જન્મ મરણ આ દેહને, સોહ્યલાશું જે ભાસ;
અણુચરૂચ આ આત્મ તો અજરામર સુખવાસ :
પ્રેમ એ જ મર્મને સમજાવતો ગયો, સમ૦ પ્રેમ પાઈ૦

૪

(સાખી) મનમાં નિશદિન સળગતી, દ્વેષ વૈરની ઝાળ;
આધિ, વ્યાધિ, ઉપાધિની, લાગી લ્હાય અપાર:
પ્રેમામૃતવડે એ ઠારતો ગયો, ઠારતો૦ પ્રેમ પાઇ૦

૫

(સાખી) રણભૂમિ જેવું હતું, હૃદય મુજ રસહીન;
પ્રેમઝરણ નિજ હૃદયનું, પાઈ બનાવી મીન:
લઘુ થઇને એ શિવને સુણાવતો ગયો, સુણા૦ પ્રેમ પાઈ૦

[૨૩]

# स्नेही जीवन.



(હરિગીત)

૧

કદિ કોઈએ નિષ્ઠુર બનીને હિત ના ત્હારૂં કર્યું,
સુખસાધનો સંપત્તિ એ વળી ધૂળધાણી સહુ કર્યું;
પ્રતિકારની આશા ત્યજી સંતોષ મનથી માણજે,
સ્નેહી તરીકે જીવન ત્હારૂં ધન્ય તો તું જાણજે.

૨

શુભ કીર્તિ ત્હારી સાંભળીને દ્વેષ મનમાં કો ધરે,
યુક્તિ પ્રયુક્તિઓવડે એ કીર્તિને કાળી કરે;
અપમાન કે નિંદા સુણીને રોષ મન નહિ આણજે,
સ્નેહી તરીકે જીવન ત્હારૂં ધન્ય તો તું જાણજે.

૩

રોગી અપંગો દેખી દીન મુજ આંખથી આંસુ વહે,
શત્રુ અને મિત્રોતણો કંઈ ભેદ મનમાં ના રહે;

ગણીને પ્રભુનાં બાળકો કરી ભક્તિ દુઃખને ટાળજે,
સ્નેહી તરીકે જીવન ત્હારૂં ધન્ય તો તું જાણજે.

૪

અવગુણતણી દૃષ્ટિ ત્યજી સદ્‌ગુણતણા ગ્રાહક થઈ,
કટુ વૈર અન્તર દ્વેષને જગમલિનતા ભૂલી જઈ;
પ્રભુસમ ગણી પ્રાણી બધાં તુજ મરણને સુધારજે,
સ્નેહી લઘુ આ જીવન ત્હારૂં ધન્ય તો તું જાણજે.

---

[૨૪]

## प्रेमना चरणे.



(મરાઠી સાખી)

૧

પ્રેમસમો નહિ અન્ય જગતમાં, ધર્મ કદિ હું જાણું;
મન વચ કાય એહને ચરણે,–ધરી પ્રભુને પિછાણું:
માણું મોજ સદા, વિપત્તિ નહિ આવે કદા. માણું૦

૨

અંતરના અભિલાષો સર્વે, સ્નેહી ચરણ વિરામું;
સકળ જગતનાં સુખો હું તો, પ્રેમતત્ત્વથી પામું:
વામું દુઃખ બધાં, રહુ નિત્યાનંદે સદા. વામું૦

૩

મ્હારૂં ત્હારૂં સર્વે ભૂલી, અભેદાનંદે રાચું;
માન મમત્વ ને ઈર્ષ્યા જાયે, એ વિણ સર્વે કાચું:
સાચો પ્રેમ સદા, નહિ જેમાં ઝેર કદા. સાચો૦

૪

પ્રેમ–પ્રભુના પાદામ્બુજમાં, મરવું પણ સુખદાઈ;
એહ મરણથી અનંત જીવન, પામે નર દેવતાઈ:
સમર્પી પ્રેમે સહુ, લઘુ થઈ સુખ લહું. સમર્પી૦

[૨૫]

## ઠપકો.



(ગઝલ)

૧

કથન કંઈ પ્રેમનાં કરતાં, ત્હને શું લાજ પણ ના'વી
હૃદયને હાથમાં લેઈ, દગો દેતાં દયા ના'વી ?

૨

'ધરો નહિ કાંઈ પણ શંકા', 'ચહો ના લેશ જુદાઈ:'
વચન મીઠાં લવી એવાં, દગો દેતાં દયા ના'વી ?

૩

' જગતમાં અન્ય ના કોઈ હૃદયનો સાથી મ્હારે છે:'
કહી એવું જીગર કાપી, દગો દેતાં દયા ના'વી ?

૪

મૂકાવીને પ્રથમ ખોળે, અમૂલું શિશ આ મ્હારૂં,
હવે એ કાપીને તુજને, દગો દેતાં દયા ના'વી ?

૫

વધુ શું હું કહું તુજને? ઘટે ના સ્નેહીને એવું;
લઘુ ના સ્નેહ કરવો ને કરો તો ના દગો દેવો.

[૨૬]

# પસ્તાવું તે શાને?

(ગઝલ)

૧

હ્રદયને પારખ્યા વિના, હ્રદય જો કોઇને દીધું,
પરીક્ષામાં ભૂલ્યા પોતે, પછી પસ્તાવું તે શાને?

૨

ગણ્યું ઉજ્જવળ બધું પયને, કર્યું વળી પાન હોંસેથી;
બન્યું તે ઝેર રૂપે તો, પછી પસ્તાવું તે શાને?

૩

વચનભ્રમમાં પડીને જો, કર્યું પોતાપણું અર્પણ;
ઠગાયા એમ જાણ્યું તો, પછી પસ્તાવું તે શાને?

૪

મીઠી વાણી લવીને જો, સુહ્રદ કોઈ ફસાવ્યા ને—
સમય વીત્યે દગો દે તો, પછી પસ્તાવું તે શાને?

૫

સરિતા સ્નેહની છોડી, પડીને મોહકીચડમાં;
બગાડયું સર્વ પોતાનું, પછી પસ્તાવું તે શાને?

૬

ત્યજી શુભ સંગ હંસોનો, કરી છે કાગની પ્રીતિ;
ન ખાવા જો મળે મુક્તા, પછી પસ્તાવું તે શાને?

૭

જગત્ જેને કહે દુઃખડાં, ગણી ત્હેં મોજ એમાંહે;
મુનિ લઘુલાલજી ત્હારે, પછી પસ્તાવું તે શાને?

[૨૭]

# ઘેલુડીને !

(જતી રહેશે કાલ જુવાની રે, છાકે છે શાને ?–એ રાગ.)

ઘેલુડી ઘેલી થા મા રે, સ્હમજીને શાણી,
અંકેથી આઘી જા મા રે, સ્હમજીને શાણી. ધ્રુવ૦

૧

મ્હારૂં ને ત્હારૂં મૂકી, જીવન સાથે જોડી;
કાં પ્રીત પુરાણી તોડી રે ? સ્હમજીને શાણી. અંકે૦ ઘેલુડી૦

૨

પડદા અંતરના ખોલ્યા, ને પ્રાણ સાથે બોલ્યા;
ઇન્દ્રાસન સહુ ડોલ્યાં રે, સ્હમ૦ અંકે૦ ઘેલુડી૦

૩

રજનીઓ કૈંક ગાળી, પ્રણયની દેઇ તાળી;
ભવોભવની પીડા ટાળી રે, સ્હમ૦ અંકે૦ ઘેલુડી૦

૪

ઐહિક સુખડાંને વામી, આ પ્રેમપારસ પામી;
પ્રીત અખંડિત જામી રે, સ્હમ૦ અંકે૦ ઘેલુડી૦

૫

સુખો ને દુઃખો સાથે,–વેઠ્યાં છે સમ ભાવે;
હવે દૂર કેમ તું જાયે રે, ! સ્હમ૦ અંકે૦ ઘેલુડી૦

૬

અધરામૃત તેં પાઇ, જ્યોતિથી જ્યોતિ મિલાવી;
સ્નેહરસે ન્હવરાવી રે, સ્હમ૦ અંકે૦ ઘેલુડી૦

૭

કહેવું ને સુણવું એ તો, સઘળા માયાના ફંદો;
પ્રેમતણો લઘુ બંદો રે, સ્હમ૦ અંકે૦ ઘેલુડી૦

[૨૮]

# હૃદયાઘાત.



(ગઝલ)

૧

હૃદયને હાથમાં લેઈ, કર્યા ત્હેં ટુકડા ત્હેના;
હવે વળી અશ્રુ સારે છે, અરે ! એ સ્નેહ ક્યાંનો છે ?

૨

પ્રણયરસ અર્પવા માટે, નિમંત્ર્યો ત્હેં મ્હને આજે;
મૂકી મુખ પાસ આ ભાણું, લીધું ખેંચી એ સ્નેહ જ કે ?

૩

નહોતું ભાન કંઈ જ્યારે, શીખાવ્યો વસ્લ ત્હેં ત્યારે;
અરે ! એ મ્હાલવા ટાણે, દઈ ધક્કો રીબાવે તું !

૪

પ્રણયરસ પામવા ત્હારો, ત્યજ્યાં મ્હેં ન્યાય ને નીતિ;
રજકના શ્વાનવત્ હું તો, ઉભયથી ભ્રષ્ટતા પામ્યો.

૫

હજારો વાયદા આપી, કર્યો નિરાશ ત્હેં અંતે;
પ્રણયની રીત આ જૂઠી, ક્યાં શાસ્ત્રોથકી શીખી ?

૬

નયન ને હસ્ત મીલાવ્યા, હૃદયને તો અલગ રાખ્યું;
સુવાડી પુષ્પશય્યામાં, છુપાવેલી છુરી મારી.

૭

જુદાઈબાણુ મારીને, હૃદયનું રક્ત ત્હેં પીધું;
છતાં સંતોષ ના હોયે,—જીવન મ્હારૂં લઈ લે તો.

૮

રડાવીને હસે છે કાં ? નહિ હસવું સદા રહેશે !
સુણીને મૃત્યુ મ્હારૂં હા ! હૃદય ત્હારૂં રડી દેશે !

૯

કરે છો ત્યાગ તું મ્હારો, નથી હું ત્યાગી શકવાનો !
અરે ! ચંચળપણું છોડી, નથી હું શાન્ત બનવાનો.

૧૦

ગણી બકવાદ આ મ્હારો, રહમ દિલમાં નહિ ધરજે;
પ્રભુના ન્યાયમંદિરે, લઘુ ઈન્સાફ એ લેશે.

[૨૯]

## ए पंथ न्यारो.



( ન્યારો ભાઈ પંથ હમારો–એ રાગ )

પ્રેમ ધર્મે નહિ કામ, કાયરનું, એ પંથ જ ન્યારો;
દેહતણું ભૂલી ભાન, અખંડાનંદે રમનારો. ધ્રુવ૦

૧

હળાહળ ઝેરને અમૃત માની,
પ્રીતેથી કરતો પાન—
શૂરાનો એ પંથ જ ન્યારો. પ્રેમ૦ દેહ૦

૨

વાસનાપાશને તોડી દઇને,
આશાને કીધી ગુલામ. શૂ૦ પ્રે૦ દે૦

૩

નરનારી દેહલિંગને ભૂલ્યો,
ભૂલ્યો તે ભેદનું ભાન. શૂ૦ પ્રે૦ દે૦

૪

નેહ-નિભાવણુ સાપ-ખીલાવણુ,
ઉભય એક સમાન. શૂ૦ પ્રે૦ દે૦

૫

મીરાં, કલાપી, મનસુરે અર્પ્યું,
પ્રેમે તન મન ધામ. શૂ૦ પ્રે૦ દે૦

૬

લોહચણાનું ચર્વણ સ્હેલું,
દોહલું પ્રેમનું કામ. શૂ૦ પ્રે૦ દે૦

૭

પ્રેમ સમું નહિ અન્ય જગતમાં,
પરમ કૈવલ્યધામ. શૂ૦ પ્રે૦ દે૦

૮

સ્નેહસરિતાનું મીન બનીને,
લભુંમે પિયૂષપાન. શૂ૦ પ્રે૦ દે૦

---

[30]

## अबोला स्नेही प्रत्ये.



(ઓધવજીના સંદેશાનો રાગ)

૧

રીસાયા શામાટે મ્હારા વ્હાલમા !
બોલો બોલો શું છે અમારો વાંક જો !
અબળાની આંતરડી આ ચીરાય છે,
દયા નથી શું અંતરમાં તલભાર જો ?
રીસાયા શામાટે મ્હારા વ્હાલમા ?

૨

ખાવું ને પીવું એ કંઈ ગમતું નથી,
દેખી ત્હમને અમથી આ ઉદાસ જો;
રીસાવો છો, વ્હાલા ! શાને કારણે ?
સ્નેહ કર્યો તવ ન્હોતી આવી આશ જો. રીસાયા૦

૩

અણબોલ્યામાં એક ઘડી જાયે કદિ,
મરણતણી એ ઘડી અમારી થાય જો;
મરણતણાં પણ દુઃખડાં સ્હેવાં સોહ્યલાં,
સ્નેહી રૂઠયા ઘડીએ ના સ્હેવાય જો. રીસાયા૦

૪

મ્હોટાના છોરૂને આવું ના ઘટે,
અણબોલ્યાનું અમને દેવું દુઃખ જો;
નાળુ ને જંજાળુ કીડી ઉપરે,
ફોડી લેશો શૂરા શું કાંઈ સુખ જો ? રીસાયા૦

૫

વ્હાલા ત્હારા એક વચનને કારણે,
સ્વર્ગ અને અપવર્ગતણાં સુખ ડૂલ જો;
એથી પણ જો મનડું ના તુજ રીઝતું,
તો આ દેહે જીવન જીવ્યું ધૂળ જો. રીસાયા૦

૬

જગમાં જો કોઈ હોયે એવો માલુમી,
આવી મનાવે મ્હારા આંતર પ્રાણ જો;
સુખ વૈભવ હું સર્વે એ ચરણે ધરૂં,
જીવ્યાસુધી થઈ રહું વેચાણ જો. રીસાયા૦

૭

જો કાંઈ હોયે વાંક અમારો, નાથજી !
તો શિર કાપો કરમાં લઈ હથીઆર જો;
સ્નેહી હાથે મરવું એ તો સોહ્યલું,
દોહલું લગ્નને અણબોલ્યો સંસાર જો. રીસાયા૦

---

[૩૧]

## સ્નેહીનો જવાબ.



( રાગ ઉપરનો )

૧

રીસાયા એ માટે ત્હારાથી અમે,
દીઠો ત્હારો જૂઠો સહુ વ્યવહાર જો;
મુખ મીઠું ને ખીઠું ત્હારૂં દિલડું,
એવાથી શું કરવો શબ્દોચ્ચાર જો ! રીસાયા૦

૨

અન્ધારૂં અજવાળું સાથે ના રહે,
સ્નેહ અને વળી મોહતણું પણ એમ જો;
વાણી માંહે સ્નેહ બહુ છલકાવતાં,
મોહ ભર્યો છે દિલમાં એનું કેમ જો ? રીસાયા૦

૩

સંસારી સુખડાંમાં તવ ચિતડું ભમે,
લાગે છે વળી લોકતણી બહુ બ્હીક જો;
શરમોનાં ઓઢયાં છે આછાં ઓઢણાં,
વિહરે જગમાં એવા શું નિર્ભીક જો ? રીસાયા૦

૪

" ખાવું ને પીવું એ કંઈ ગમતું નથી, "
કહેવું એ તો માયાકેરી જાળ જો,

કહેવત છે કે ગાજે તે વર્ષે નહિ,
સાચો સ્નેહી હોય વચનનો પાળ જો. રીસાયા૦

૫

"સ્નેહ ઘણો છે અંતરમાં તમ ઉપરે,"
બોલી એવું ઠગ્યાં અમારૂં દિલ જો;
તમ દિલડાને નન્દનવન શું ધારતા,
નીકળ્યું ત્યાં તો ગંધાતું કંઈ કીલ જો. રીસાયા૦

૬

બોલાવે શામાટે કોઈ મનાવવા ?
અર્પે શાને પરચરણે તવ કાય જો ?
તન ધનના દેવાથી કો રીઝે નહિ,
રીઝે આત્મા આત્માને અર્પાય જો. રીસાયા૦

૭

અણબોલ્યાનું જો ત્હમને ગમતું નથી,
તો જગમાયા કરજો સઘળી દૂર જો;
'મ્હારા' ને 'ત્હારા' ના પડદા ચીરજો,
લઘુ થઈ જાશું પરમ જ્યોતિ હજૂર જો. રીસાયા૦

---

[૩૨]

## सन्देशो.

( રાગ ઉપરનો )

૧

સ્નેહીનો સન્દેશો આ સુણજો ત્હમે,
જશું વિદેશે છોડી ત્હમારો સાથ જો;

અન્તરના આનંદો અનુભવવા ફરી,
મળશું જો મેળવશે દીનો નાથ જો. સ્નેહી૦

૨

સુખ દુઃખ વેઠયાં સાથે રહીને આપણે,
હસ્યાં, રમ્યાં, ખેલ્યાં, ખીજ્યાં, કો વાર જો;
અન્તરના પડદાઓ ખોલ્યા હોંસથી,
ભેદ ન રાખ્યો દિલડામાં તલભાર જો. સ્નેહી૦

૩

ઉપકારો જે એક બીજાના માનવા,
જૂઠા દિલના કરતા એ વ્યવહાર જો;
સ્નેહ દેહના અંગોપાંગો આપણે,
ત્હેમાં કોને કોનો છે ઉપકાર જો ? સ્નેહી૦

૪

જુદાં પડતાં ના જુદાં થાશો કદિ,
સ્નેહકસોટી વિરહાનળથી થાય જો;
દ્વેષી જન કે નિન્દકથી કદિ ના ડરો,
ડરજો મનડું માયામાં મુંઝાય જો. સ્નેહી૦

૫

શંકાઓ ધરવી ના સ્વપ્નામાં કદિ,
વ્હેમ વિદારે અન્તરનાં સહુ સુખ જો;
મણિસમ માનવજન્મ સફળ કરવા ચહો,
લઘુ થઈ સ્નેહી વામો સઘળાં દુઃખ જો. સ્નેહી૦



ॐ

# उपर ल्हाण.

---

## धूळ पडी.

(લાવણી)

૧

માનવજન્મ ધરીને મૂરખ, નવ સમર્યો હરિ એક ઘડી;
ઉત્તમ નરતન વ્યર્થ ગુમાવ્યું, એ તન ધરવે ધૂળ પડી.

૨

ધર્મ નામથી જન જાતિને, રાગ દ્વેષ પાતાં રગડી;
સંપ તજાવી લડાઈ કરાવે, એ ધર્મોમાં ધૂળ પડી.

૩

ભક્ત બની ભક્તિ નવ સહમજે, માન તજે નહિ એક ઘડી;
અનાચાર એકે નવ મૂકે, એ ભક્તિમાં ધૂળ પડી.

૪

સંતપણાનો વેશ ધરીને, ધનદારામાં મતિ જડી;
કામ કરે શયતાનતણાં તો, એ સંતોમાં ધૂળ પડી.

૫

દેશી જનને દુઃખો આપ્યાં, પરદેશીને હાથ ચડી;
દેશદ્રોહીનું કલંક લીધું, એ દેશીમાં ધૂળ પડી.

૬

બાંધવ નામ ધરાવે તોપણ, વાતવાતમાં પડે લડી;
સંકટ વખતે સહાય કરે ના, એ બાંધવમાં ધૂળ પડી.

૭

સત્યપ્રિય ભાષા નવ બોલે, અસત્યપ્રિય નાંખે ભરડી;
સુંદર વક્તા ભલે ગણાયે, એ વક્તામાં ધૂળ પડી.

૮

અધર્મ ને અન્યાયે લાખો, દાન પુણ્યમાં ના દમડી;
જે ધન માટે ધર્મ તજાયે, એ ધનમાંહી ધૂળ પડી.

૯

રંક પ્રજા રીબાવી મારે, પોતે મ્હાલે હસ્તી ચડી;
રાજરીતિ કે ન્યાય ન જાણે, એ રાજામાં ધૂળ પડી.

૧૦

વિષય વધારણ કાવ્યો કીધાં, પ્રભુગુણની ના એક કડી;
ખુશામતના ખૂબ રાગડા, એ કવિઓમાં ધૂળ પડી.

૧૧

લઘુપણાનો ડોળ કરીને, કર્યાં અનર્થો મદે ચડી;
સંત દીન સેવ્યા ના કદિએ, એ લઘુતામાં ધૂળ પડી.

---

## ए स्नेहीमां धूळ पडी.



( લાવણી )

૧

સ્વાર્થપણામાં નિશદિન રમતો, સેવામાં ના સ્હમજ પડી;
હું ને મ્હારૂં એ જ વિચારે, એ સ્નેહીમાં ધૂળ પડી.

૨

કામ ચામમાં મોહ ઘણેરો, વિષયારસ પીતા રગડી;
આંતર જ્યોતિ જરા ન જાણે, એ સ્નેહીમાં ધૂળ પડી.

૩

લોકતણી નિંદાના ભયથી, રહે સ્નેહીથી મ્હોં મરડી;
તન મન દેતાં જેહ ડરે છે, એ સ્નેહીમાં ધૂળ પડી.

૪

હૃદયતણી પીડાની જેને, જીવનભર ના ખબર પડી;
નયણાંથી તો નેહ ન જાણ્યો, એ સ્નેહીમાં ધૂળ પડી.

૫

લક્ષ્મી કીર્તિ જ્યાંથી મળતાં, રાતદિન ત્યાં રહે અડી;
વૈભવ જાતાં વૈરી માને, એ સ્નેહીમાં ધૂળ પડી.

૬

સ્થૂળ દેહનાં રૂપ ગુણમાં, મૂર્ખોની તો મતિ જડી;
સ્નેહધર્મને જરા ન સ્હમજે, એ સ્નેહીમાં ધૂળ પડી.

૭

સમયતણા બદલાની સાથે, પોતે ફરતા ઘડી ઘડી;
દુઃખવખતે જે દૂર ફરે છે, એ સ્નેહીમાં ધૂળ પડી.

૮

સ્નેહ–મોહનો ભેદ ન જાણ્યો, બાતાં કરતો બડી બડી;
લઘુલાલ જે સ્નેહ લજાવે, એ સ્નેહીમાં ધૂળ પડી.

---

## कांई नहि.

( લાવણી )

૧

દીન હીન કે દુઃખી દેખી, નયણે અશ્રુધાર નહિ;
રડતાનાં જો નીર ન લૂછ્યાં, એ જીવનમાં કાંઈ નહિ.

૨

આર્તનાદ આ અપંગ જનનો, સુણતાં દિલમાં દયા નહિ;
સુખ ત્યાગી એ સેવ્યા ના તો, એ જીવનમાં કાંઈ નહિ.

૩

લાડી વાડી ને ગાડી માંહી, મસ્ત જેઓ મસ્ત થઈ;
રઝળતાની બાંહ્ય ન ઝાલી, એ જીવનમાં કાંઈ નહિ.

૪

નિજ સુખ અર્થે અનેક જનને, કષ્ટો આપ્યાં ક્રૂર થઈ;
પર સુખ અર્થે પગલું ન ભરે, એ જીવનમાં કાંઈ નહિ.

૫

ગાન નાચ કે મોજશોખમાં ખર્ચે દમડા અંધ થઈ;
પરમારથમાં પાઈ ન આપે, એ જીવનમાં કાંઈ નહિ.

૬

કવિ ગુણી કે વિદ્વાનોની, જેને કાંઈ કદર નહિ;
મારખણીયાથી જેહ લૂંટાયે, એ જીવનમાં કાંઇ નહિ.

૭

દીના નાથે જેહ દીધું તે, દે બીજાને સુસ થઈ;
લલ્લુલાલ જો સમય ગયો તો, એ જીવનમાં કાંઈ નહિ.

---

## ए नथी जोइतुं.

(ઓધવજીના સંદેશાનો રાગ.)

૧

ધર્મ તજાવે ને વળી વૈર વધારતું,
ન્યાય નીતિને કરતું એ વળી દૂર જો;
સ્વપ્નામાં પણ જે ધન સુખને ના દીયે,
લૂંટે જીવનરસ ને આંતર નૂર જોઃ (એવું ધનસુખ)
આ જીવનમાં એ નથી જોઇતું માહરે.

૨

માતપિતાની ભક્તિને ભૂલાવતી,
કુટુંબ કબીલે કરતી ઝાઝું ઝેર જો;

વિષયરસતણી જાળોને જે પાથરે,
રખડાવી સંસારે કરતી કેર જોઃ (એવું સ્ત્રીસુખ)
આ જીવનમાં એ નથી જોઈતું માહરે.

૩

સ્વપ્ને પણ ન છૂટયો દેહાધ્યાસ ને,
શરીરતણા સુખમાટે કીધાં પાપ જો;
આત્માનાં ઓજસનેના દેખ્યાં કદિ,
અંધ થઈ મ્હેં વેઠયાં દુઃખ અમાપ જોઃ (એવું તનસુખ)
આ જીવનમાં એ નથી જોઇતું માહરે.

૪

જે અધિકારે ધિક્કારો બહુ પામવા,
સ્નેહ અને સેવાનો થાતો ત્યાગ જો;
ન્યાય નીતિને નામે જન સંતાપવા,
પ્રભુ પ્રત્યે તો સ્વપ્ને પણ ના રાગ જોઃ (એવું ઐશ્વર્યસુખ)
આ જીવનમાં એ નથી જોઈતું માહરે.

૫

તનસુખ, ધનસુખ, સ્ત્રીસુખ સત્ય ભૂલાવતું,
ભૂલાવે વળી દીન દયાળુ દેવ જો;
એ સુખડાં કરતાં તો દીન દશા ભલી,
લઘુને સૂઝે કરવી પ્રભુની સેવ જોઃ (સેવાધર્મ)
આ જીવનમાં એ જોઇએ છે માહરે.

---

## व्हालाने.

(રાગ ઉપરનો)

૧

વ્હાલા મ્હારા! દૂર કરો શા કારણે?
શું છે મ્હારો એવો તે અપરાધ જો?

સ્વપ્નામાં પણ જૂદાઈ ના ઈચ્છતી,
તો આ દેહે જૂદા કેમ થવાય જો ? વ્હાલા૦

૨

શ્રીમુખદર્શન એ જ અમારૂં સ્વર્ગ છે,
મતિ વિહોણી અવર ન ઈચ્છું કાંય જો;
બાળપણાથી અંતર જોડ્યું આપણે,
ઈતર ગતિએ આજે કેમ જવાય જો ? વ્હાલા૦

૩

ચંદન સમ શીતળતા મ્હારા પ્રાણની,
ચકમક ઝરતું આજે ત્યાં દેખાય જો;
લક્ષણ એવા સારા નરને ના ઘટે,
બાકીનાને કહેવાનું નહિ કાંય જો. વ્હાલા૦

૪

ઈન્દ્રાદિકનાં રૂપોથી હું ના ડગું,
તો પછી પામર માનવી શું કરનાર જો?
વ્હેમ તજીને આવો, વ્હાલા ! ભેટીએ,
લઘુ બાળકની અર્જી આ ઉર ધાર જો. વ્હાલા૦

---

## ना त्यागो !



(રાગ ઉપરનો)

૧

ખોવાએલા સ્નેહીને લાવો ત્હમે !
પ્રભુતણાં જે ભૂલ્યા પુનિત ધામ જો;
પોતાને પણ ભૂલ્યા દેહાધ્યાસથી,
લાવો એને દઇએ કંઈ આરામ જોઃ
ના ત્યાગો એ માનવબંધુ આપણા.

૨

સંયોગોને વશ વર્તી એ ભૂલતા,
તો ક્યમ કરીએ એવા બંધુ દૂર જો ?
કર્મોના કીચડમાં એ મુંઝાય છે,
નિર્મળ કરવા એવાને લઈ ઉર જો :
ના ત્યાગો એ માનવબંધુ આપણા.

૩

સ્થૂલ દેહના દોષો ના જોશો કદિ,
જોજો ત્હેમાં અવિનાશીનું રૂપ જો;
નાનાવિધ ભાજનમાં શું જોશો ત્હમે ?
દેખો એ ભાજનમાં રૂપ અનુપ જો :
ના ત્યાગો એ માનવબંધુ આપણા.

૪

આ જગમાં કોઈ ભાજન એવું બતાવશો :
દોષરહિત ને ગુણ સર્વે ભરપુર જો;
ભાજન છૂટ્યે દોષ સહુ પણ છૂટતા,
જળહળતું દેખાશે આંતર નૂર જો :
ના ત્યાગો એ માનવબંધુ આપણા.

૫

**अप्पा सो परमप्पा** જાણો સર્વને,
ભેદદૃષ્ટિને ત્યાગો જે દુઃખકાર જો;
**मित्ती मे सव्व भूएसु** એ સૂત્રને,
લઘુ જીવનમાં ઉતારો સુખકાર જો.
ના ત્યાગો એ માનવબંધુ આપણા.



# संतोनी सेवा.

( તર્જ અમને મથુરાના વાસી, આવા ન બનીએ જી–એ રાગ. )

૧

સંતોની સેવા વ્હાલા કદિ નવ કીધી જી,
મણિ સાથે મશ લીધી, મમ ભ્રાત રે, સંતો.

૨

સત્યને સુણવા ત્હારા સદા કાન બ્હેરાજી,
નિંદા સુણવાને તો અધીરા. મમ. સંતો.

૩

પ્રભુગુણ ગાવા ત્હારી જીભ બહુ ટુંકી જી,
મિથ્યા પ્રલાપે અતિ લાંબી. મમ. સંતો.

૪

પરમારથને કાજે તું પંગુ બની જાતો જી,
સ્વારથમાટે શૂરવીર થાતો. મમ. સંતો.

૫

સાથે નહિ આવે, વ્હાલા ! તન, ધન, દારા જી,
મુકીને જાવું સહુ પ્યારા.

૬

આશા ઉદધિ મહીં તું તો મૂરખ તરીયો જી,
વિના સંતોષે નહિ આરો. મમ. સંતો.

૭

સંતોના ચરણે જેઓ તન ધન આપે જી,
જનમોજનમનાં દુઃખ કાપે. મમ. સંતો.

૮

સંતોષે સુખી જીવન લક્ષ્મુ તો ગુજારે જી,
સંતસેવા કરી સુખ મ્હાલે. મમ. સંતો.

# તે નાશ થશે.

( લાવણી )

૧

જે રાજ્યોના કર્મચારીઓ, અધર્મી કે અન્યાયી થશે;
લશ્કરબળમાં મુગ્ધ રહે પણ, તે સલ્તનતનો નાશ થશે.

૨

રઈયતનાં દુઃખડાંને દેખી, રદિયામાં ના રહેમ વસે;
દોર દમામ ચલાવે ઘણો પણ, તે રાજ્યોનો નાશ થશે.

૩

પ્રજાના અંતરની પીડા, સુણવાને જે બધીર હશે,
ખુશામતમાં ખુશ રહે જે, તે સલ્તનતનો નાશ થશે.

૪

રઈયતમાં વ્યસનો વિષ રેડી, જેઓ પૈસાદાર થશે;
યાદ રાખજો એ જ દ્રવ્યથી, તે રાજ્યોનો નાશ થશે.

૫

કામધેનૂ પ્રજા સંગ ત્યાગી, મર્કટ સંગ વિદેશ વસે;
કેદ, મોત, કે જુલ્મ સહે જે, તે સલ્તનતનો નાશ થશે.

૬

દુષ્ટ વરૂ સમ નોકરથી જે, પ્રજાજનો રહે સાતા હશે;
દૈત્ય સમો રાજા તે દેખે, તે રાજ્યોનો નાશ થશે.

૭

શ્વાન શિકારી નોકર રાખી, રૈયતના જે શિકારી થશે;
તન ધન લૂંટી મોજ કરે પણ, એ સલ્તનતનો નાશ થશે.

૮

નીતિ ન્યાય કે ધર્મ તજે ને, દેશદ્રોહી વળી જેહ થશે;
લખુલાલ એ દુષ્ટ રાજ્યનો, બહુ જલદીથી નાશ થશે.

# સ્નેહીના સ્નેહ.



(ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ—એ રાગ.)

સ્નેહીના સ્નેહ મ્હને સાંભરે રે લોલ,
કંઈ સાંભરે દિવસ ને રાત જો. સ્નેહી૦

૧

અતિ મીઠા મધુર એના બોલડા રે લોલ,
વળી અમીભરેલાં નેણ જો. સ્નેહી૦

૨

અમે એક બીજાની મીઠી ગોદમાં રે લોલ,
સ્નેહે મૂક્યાં અમૂલાં શીર જો. સ્નેહી૦

૩

કંઇ રાતો વિતાવી વાતમાં રે લોલ,
ક્ષણ એક સમ ગયાં વર્ષ જો. સ્નેહી૦

૪

કર્યાં સ્નેહે સમર્પણ આત્મનાં રે લોલ,
બદલાની ધરી નહિ આશ જો. સ્નેહી૦

૫

સુખદુઃખ વેઠયાં સમભાવથી રે લોલ,
ભિન્ન ભાવ હ્રુદય નહિ લેશ જો. સ્નેહી૦

૬

કંઈ ભાન ભૂલ્યાં અમે દેહનાં રે લોલ,
વળી ભૂલ્યાં જગતજંજાળ જો. સ્નેહી૦

૭

સેવ્યસેવકભાવને વિસર્યાં રે લોલ,
રમ્યાં બ્રહ્મલીલાના રાસ જો. સ્નેહી૦

૮

અમે માયા સંઘાતે માયા ખેલીયાં રે લોલ,
આંતર પડદા ચીરી જોયું નૂર જો. સ્નેહી૦

૯

અવિદ્યાનાં બંધન અમે કાપીયાં રે લોલ,
બ્રહ્મવિદ્યાનું કીધું પાન જો. સ્નેહી૦

૧૦

અમે એક બીજાનાં નાવડાં રે લોલ,
સ્નેહે તરશું ભવોદધિ પાર જો. સ્નેહી૦

૧૧

પ્રભુ! રાખો અખંડ એ પ્રીતડી રે લોલ,
લઘુ યાચે થઇને દીન જો. સ્નેહી૦

## तापीतटे.

(મંદાક્રાન્તા)

૧

જોને, વ્હાલા! ત્વરિત ગતિથી કેવી આ દોડી જાયે;
સ્વામી તેનો ભરતીરૂપ થૈ ભેટવાને જ આવે;
આહા! કેવા પ્રણયમય છે સિન્ધુ ને આ સરિતા?
માનું હું તો જરૂર જગને પ્રેમના પાઠ દેતાં.

૨

નિંદા–સ્તુતિ શ્રવણ કરતાં હર્ષ વા શોક ના છે,
આહા! એ તો પ્રણયપથમાં શાન્ત ચિત્તે વહે છે;
નિંદા સુણી દુઃખ ન ધરવું સ્તુતિ ઇચ્છા ત્યજી દો!
બોધે એવું તુજ મુજ સખે! અંતરે એ ઉતારો.

૩

કે'છે કે આ જીવન જગનું ચિરસ્થાયી ટકે ના,
ને તે માટે મમત કરીને જીંદગી વેડફો ના;
વારિ–નાવા ક્ષણભર મળી ભિન્ન થાયે સદાનાં,
એવાં છે આ ક્ષણિક સુખડાં માનવીજીંદગીનાં.

૪

ભૂલી દોષો પરસપરના ઐક્યરૂપે બને છે,
તે શીખાવે પ્રણયી જનને દેહનાં ભાન ભૂલો;
માયાનાં જે પડલ મનુને "મ્હારૂં" "ત્હારૂં" કરાવે,
સ્નેહી તેને પ્રણય પિયૂષે જોતજોતાં વિદારે.

૫

કે'છે ના કે પણ મૂક રહી શાન્ત સેવા બજાવે,
લાખેણો જે સમય જરીયે વ્યર્થ ના તે વીતાવે;
વર્ષો ઝાઝાં મૅરખ મનુજો સ્વાર્થમાંહી ગુમાવે,
તીર્થો જેવા મનુજીવનને ધૂળમાંહી મિલાવે.

૬

ચાલો, વ્હાલા ! પ્રણયવનમાં બ્રહ્મલીલા રચીશું,
ને આ તાપી નદીતટ રહી પ્રેમનાં ગીત ગાશું;
છોડી માયા જગતજનની ઈશને તો ભજીશું,
ને આ દેહે લઘુ જીવનને ચિરસ્થાયી કરીશું.



# અગાઉથી થએલા ગ્રાહકોનાં નામ.

| | | |
|---|---|---|
| ૧૦૧ | ભાઈ રૂગનાથ કાલિદાસ મહેતા. | હાલાર–વંથલી (હાલ ટાંગા–આફ્રીકા.) |
| ૫૧ | ભાવસાર ચીમનલાલ ભૂખણદાસ. | સુરત. |
| ૨૫ | પટેલ મોહનલાલ નરોત્તમદાસ. | કઠોર. |
| ૧૫ | ભાઇ રતિલાલ સુખલાલ તલસાણીયા. | મુંબાઈ |
| ૧૧ | ભાઇ હરકીશનદાસ લાલભાઈ ઇજનેર. | સુરત. |
| ૧૧ | ભાઈ પુનમચંદ મોતીચંદ ભાવસાર. | ,, |
| ૧૦ | ભાઈ છોટાલાલ નરોતમદાસ ભાવસાર. | ,, |
| ૫ | ભાઇ છોટાલાલ ફુલચંદ ગલીઆરા. | અમરાપુરા ( બરમા ) |
| ૫ | ભાઇ લાલચંદ નાગરદાસ તલસાણીઆ. | મુંબાઈ. |
| ૫ | ભાઇ નાથાલાલ ડાહ્યાભાઈ શાહ ભલગામડાવાળા. | લિંબડી. |
| ૫ | ભાઇ અમૃતલાલ ઓધડભાઈ કામદાર. | વઢવાણ. |
| ૫ | ભાઇ મગનલાલ પોપટભાઇ દફતરી. | મોરબી. |
| ૨૫ | ભાઇ દામજી ધનજી શાહ. | જંગબાર–આફ્રીકા. |
| ૪ | પાનવાળા જમનાદાસ મંછારામ. | સુરત. |
| ૩ | જરીવાળા કલ્યાણરાય ભૂખણદાસ. | સુરત. |
| ૨ | ભાઈ માધવજી પોપટલાલ વોરા. | જામનગર. |
| ૨ | ભાઇ શીવલાલ નરસિંહદાસ ભાવસાર. | સુરત. |
| ૨ | ભાઇ નાથુભાઇ પ્રભુદાસ. | સુરત. |
| ૨ | ભાઈ અમીચંદ કાશીરામ પટેલ. | સુરત. |
| ૨ | ભાઇ છોટાલાલ હરગોવિંદદાસ કટોરીવાળા. | સુરત. |
| ૨ | ભાઇ લુમાજી ઉમાજી શાહ. | પનાર. |
| ૧ | ભાઇ સુખલાલ દલીચંદ ખંધાર. | અમદાવાદ. |
| ૧ | ભાઈ ખુશાલચંદ હીરાચંદ સંઘાણી. | ,, |
| ૧ | ભાઇ ધનજીભાઈ જેચંદ શાહ. | ,, |
| ૧ | ભાઇ ખીમચંદ વખતચંદ દોશી. | ,, |
| ૧ | ભાઈ ફુલચંદ માણેકચંદ. | ,, |

૧ ભાઇ કાલિદાસ દામોદરદાસ શાહ. ,,
૧ ભાઈ ધરમચંદ નરસિંહદાસ ભાવસાર. સુરત.
૨ ડોકટર ચુનીલાલ ભૂદરદાસ તલસાણીઆ. ઘાટકોપર.
૧ શેઠ ચુનીલાલ નાનચંદ. મુંબાઈ.
૧ શાહ લલ્લુભાઈ તનાજી. બારડોલી.
૧ ભાઈ રાયચંદ અમીચંદ ભાવસાર. કઠોર.
૨ ભાઈ લલ્લુભાઈ કુબેરદાસ વખારવાળા. કઠોર.
૧ ભાઈ નેમચંદ નારણદાસ ભાવસાર. કઠોર.
૧ ભાઈ મુગટલાલ દેવચંદ ભાવસાર. સુરત.
૧ ભાઈ જયંતીલાલ બાલુભાઈ. ,,
૧ ભાઈ મોહનલાલ પરભુદાસ. ,,
૧ ભાઇ નવલચંદ કરમચંદ. ,,
૧ શાહ નેમચંદ નાથાભાઇ ચોકસી. ,,
૧ શાહ નાથાભાઈ વીઠ્ઠલભાઈ ચોકસી. ,,
૧ ભાઈ પ્રેમચંદ નાથુભાઈ. ,,
૧ સરૈયા જૈન બ્રધર્સ. ,,
૨ જાગીરદાર બાપુભાઈ કેશવભાઈ. ઓરપાડ.
૨ શા. મોહનલાલ ડુંગરશી. જુનાગઢ (હાલ બનુસા-બીરાર)
૨ દલાલ હીરાચંદ જસરાજ. ,, (હાલ વઢવાણ કેમ્પ.)
૨ દલાલ ત્રીભોવનદાસ હીરાચંદ. ,, (હાલ બનુસા-બીરાર)
૨ ભા. હરકીશનદાસ ફુલચંદ કઠોર (હાલ પ્રોમ-બરમા.)
૧ કાનજી વાલજી ઠક્કર. જામનગર.
૧ ખત્રી સુંદરજી લવજી. ,,
૧ ખત્રી હેમરાજ ખેતશી. ,,
૧ ખત્રી નંદરામ ચત્રભુજ. ,,
૧ ઠા. ગોકળદાસ હીરજી. ,,
૨ રા. રણછોડલાલ પ્રભુલાલ કોઠારી, મ્યુનીસીપાલ સેક્રેટરી. જામનગર.